। अर्हं ।

। ज्ञान–क्रियाभ्यां मोक्षः ।

# શ્રીશ્રમણક્રિયાસૂત્રસન્દર્ભઃ

પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય સંઘસ્થવિર પ્રશાન્ત તપોમૂર્તિ
આચાર્ય મહારાજ **શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરી-
શ્વરજીની** આજ્ઞાવર્તિની **સ્વ૦ સાધ્વીજી
શ્રીતારાશ્રીજીના સ્મરણાર્થે ભેટ.**

卐

પ્રથમ આવૃત્તિ, નકલ ૧૦૦૦

પ્રકાશક –

**શાહ શાન્તિલાલ ચુનિલાલ.**

ઠે. માંડવીની પોળ, સુરદાસ શેઠની પોળ,

**અમદાવાદ.**

# આર્થિક સહાયકોની નામાવલી.

૩૦૦ ઢાલની પોળ જ્ઞાનખાતું
અમદાવાદ
૨૦૦ ચંદ્રાવતી બ્હેન પાટણ

**બોરસદ**

૧૦૧ અંબાલાલ અમૃતલાલ
૫૧ મણીલાલ ચુનીલાલ
૧૫૭ ભિન્ન ભિન્ન શ્રાવકો તરફથી
૫૦ જલાલપુર શ્રી સંઘ તરફથી

**સુરત**

૧૦૧ મગનલાલ નવલચંદ ઝવેરી
૧૦૧ અશ્વિનીકુમાર મહેતા
૫૧ ઝવેરચંદ ફકીરચંદ ભાગોળીયા
૫૧ નાનુભાઈ લાકડાવાળા
૧૫ કેસરીચંદ મોહનલાલ ,,
૧૫ સીતાબ્હેન હિમતલાલ ,,
૫૧ છોટુભાઈ પ્રેમચંદ બંગડીવાળા
૫૧ મગનભાઈ પ્રેમચંદ ,,
૫૧ સુરચંદ ડાહ્યાભાઇ ,,
૩૦ દેશાઈપોળ શ્રાવિકાઓ તરફથી
૨૫ મોહનલાલ મગનલાલ સુખડીયા
૨૫ દયાળચંદ ફૂલચંદ
૨૫ તારાબ્હેન ઓશવાળ મહોલ્લો
૧૦ બાપુભાઈ બાલુભાઈ સરકાર
૧૧ પ્રકાશચંદ્ર મણીલાલ (પુષ્પાવતી)
૧૯ દીપચંદ લલ્લુભાઈ તાસવાળા
૧૫ ચીનુભાઈ હિમતલાલ સગરામપુરા
૧૫ માણેકલાલ ઝવેરચંદ
હા. હીરાભાઈ
૧૫ કેસરીચંદ રૂપચંદ
૧૨ કુમુદબ્હેન મગનલાલ
૧૧ હીરાકોર દીપચંદ
૧૧ સુશીલાબ્હેન નેમચંદ
૧૧ મોહનલાલ ડાહ્યાભાઈ
૧૧ માણેકચંદ મોતીચંદ ઝવેરી
૧૧ ઉત્તમલાલ કલ્યાણચંદ ,,
૧૧ સુભદ્રાબ્હેન ગુલાબચંદ ,,
૧૧ વીરમતીબ્હેન દીપચંદ
૨૫ કાલીદાસ મંછુભાઈ–ખારડોલી
૨૫ કંચનબ્હેન પ્રેમચંદ–રાદેર
૬૦ કીલાચંદ રવચંદ–છોટાઉદેપુર
૩૦ અમૃતલાલ ગોરધનદાસ ,,
૫૧ ભુરાભાઈ ડાહ્યાભાઈ–વાસોડ
૨૫ શાન્તિલાલ પાનાચંદ છાણી
૪૦ ભિન્ન ભિન્ન ગામના આઠ શ્રાવકો
૭ એક ભાઇ તરફથી શુભખાતાના.
૧૧ જીવણલાલ ચુનીલાલ–ડભાસી

---

મુદ્રક : જીવણલાલ પુરૂષોત્તમદાસ પટેલ : ઉત્કૃષ્ટ મુદ્રણાલય
રીચીરોડ, પુલ પાસે, અમદાવાદ

પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય શાન્તતપોમૂર્તિ
સંઘસ્થવિર શતાધિકવર્ષાયુઃ



આ. શ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજ

શાન્તમૂર્તિ સ્વ. આચાર્ય મહારાજ



પૂ. શ્રી વિજયમેઘ સૂરીશ્વરજી મહારાજ

પ્રાતઃસ્મરણીય પૂ. આચાર્ય મહારાજ



શ્રી વિજય મનોહરસૂરીશ્વરજી મહારાજ

# પ્રાક્ કથન.

'ज्ञान–क्रियाभ्यां मोक्षः' આત્માનો અનાદિ દુઃખોમાંથી છૂટકારો સમજપૂર્વકનાં કર્તવ્યો કરવાથી થાય છે. એવો શ્રીજિનેશ્વરદેવોનો ઉપદેશ છે અને એ કર્તવ્યોનું સ્વરૂપ પણ તેઓએ સમજાવ્યું છે. તેને સમજીને જીવનને કર્તવ્ય-પરાયણ બનાવવું એ દુઃખોમાંથી છૂટવાનો સાચો ઉપાય છે.

આ કર્તવ્યરૂપ પુરૂષાર્થ બે પ્રકારનો છે. એક જડ સામગ્રી દ્વારા થતો બાહ્ય અને બીજો ચૈતન્ય (આત્મગુણો) દ્વારા થતો અભ્યન્તર. જ્ઞાનીઓએ 'જ્ઞાન અને ક્રિયા' બેના સંયુક્ત પુરૂષાર્થથી મોક્ષ થાય એમ કહ્યું છે, તેમાં જ્ઞાન ચૈતન્યરૂપ છે અને ક્રિયા સ્વરૂપે જડ છે.

સંસારી છદ્મસ્થ જીવો સઘળા ય જડના (કર્મના) સંયોગવાળા છે. માટે મૂળસ્વરૂપને પ્રગટાવવા જડ સ્વરૂપ ક્રિયા પણ તેઓને આવશ્યક છે. કારણ કે તત્ત્વદૃષ્ટિએ તો જડ ચૈતન્યને કે ચૈતન્ય જડને કંઈ કરી શકતું નથી, કિન્તુ જડક્રિયાથી જડનું બન્ધન તોડી શકાય છે અને જ્ઞાનાદિ ચૈતન્યથી આત્માનું જ્ઞાનાદિ શુદ્ધસ્વરૂપ પ્રગટ કરી શકાય છે. એમ બે કાર્યો સાથે થાય છે. વસ્તુતઃ જડથી મુક્તિ સાથે ચૈતન્યનું પૂર્ણ પ્રગટીકરણ, અથવા ચૈતન્યના સમ્પૂર્ણ પ્રગટીકરણ સાથે જડથી સર્વથા મુક્તિ, એ જ મોક્ષ છે. એકલી જડની મુક્તિ કે એકલો ચૈતન્યનો પ્રાદુર્ભાવ થતો નથી. જેમ દિવસની સમાપ્તિ એ જ રાત્રી, અને રાત્રીનો પ્રારમ્ભ એ જ દિવસની સમાપ્તિ છે, તેમ અને જડથી મુક્તિ એ જ ચૈત-ન્યનો પ્રાદુર્ભાવ અને ચૈત્યનનો પ્રાદુર્ભાવ એ જ જડથી મુક્તિ છે.

આટલું સમજ્યા પછી કેવળ જડક્રિયાનો આગ્રહ કે માત્ર જ્ઞાનનો પક્ષ ટકી શકતો નથી. પન્થ કાપવામાં પગ અને ચક્ષુ બેનો સહકાર આવશ્યક છે. પંગુ દેખવા છતાં અને અન્ધ ચાલવાની શક્તિવાળો છતાં એકલો ઇષ્ટ સ્થળે પહોંચી શકતો નથી, પરસ્પરના સહકારથી પહોંચી શકે છે, અહીં પણ જ્ઞાન અને ક્રિયા બન્નેના સહકારથી મુક્તિ-રૂપ કાર્ય સિદ્ધ થઈ શકે છે.

એમ છતાં શાસ્ત્રમાં ક્રિયાની મહત્તા કરતાં જ્ઞાનની મહત્તા ઘણી બતાવેલી છે, જ્ઞાનને સૂર્ય સમાન અને ક્રિયાને ખજુઆ તુલ્ય કહી છે, તે પણ સત્ય છે. કિન્તુ તેમાં અપેક્ષા **જ્ઞાનના વિષયમાં જ્ઞાનનું પ્રાધાન્ય ભલે હોય, તેથી ક્રિયાનું પ્રાધાન્ય ઘટતું નથી, ક્રિયાના વિષયમાં ક્રિયાનું મહત્ત્વ જ્ઞાનના જેટલું જ છે.** માથાના મુગટની કિંમત ભલે ગમે તેટલી મોટી હોય પણ પગરખાંનું કામ મુગટ કદી કરી શકે નહિ, પાઘડીની કિંમત ભલે ગમે તેવી મોટી હોય પણ લંગોટનું (લજ્જા ઢાંકવાનું) કામ તે કરી શકે નહિ, ક્રોડોની કિંમતનો હીરો પણ અટવીમાં લાગેલી સખ્ત તૃષા વખતે જીવાડનારા પાણીનું કામ કરી શકે નહિ, સૂર્ય તીવ્ર અન્ધકારનો નાશક છતાં ભોંયરાના અન્ધકારને ટાળ-નાર દીપકનું કાર્ય તે કરી શકે નહિ, તેમ જ્ઞાન પણ ગમે તેટલું સમર્થ છતાં કર્મોને (જડને) નાશ કરનારી ક્રિયાની ખોટ પૂરી શકે નહિ. હા, ક્રિયાના સહકારથી જ્ઞાન આત્મ-સ્વરૂપને પ્રગટાવી શકે, પણ એમ તો જ્ઞાનના સહકારથી ક્રિયા પણ જડનાં બન્ધનોનો સમૂળ નાશ કરી જ શકે છે.

એમ વિચારતાં સમજાશે કે જ્ઞાન કરતાં ક્રિયાનું સ્થાન જરાય ઉતરતું નથી, એ ઉપરાંત **ક્રિયા જ્ઞાનની જેમ ભાડે મળતી નથી.** જ્ઞાન તો બીજાનું પણ કામ લાગે છે, ક્રિયા એકની કરેલી બીજાને ઉપકાર કરતી નથી. વળી માતાની જેમ જ્ઞાનને પ્રગટ કરનાર, શુદ્ધ કરનાર, રક્ષણ કરનાર, કે વૃદ્ધિ પમાડનાર, **ક્રિયાને જ્ઞાનની માતા તુલ્ય પણ કહી શકાય.** માટે જ સમિતિ ગુપ્તિને પ્રવચન માતા કહી છે. સમર્થ તત્ત્વવેત્તા (ચૌદ પૂર્વધરો) પણ ક્રિયાને અખણ્ડ આરાધે છે. બીજી વાત એ પણ છે કે જ્ઞાનથી દેવ–ગુરૂ કે ધર્મ એ ઉપકારીઓની ઓળખાણ થાય છે, આત્માનાં જ્ઞાન–દર્શન અને ચારિત્ર જેવાં અમૂલ્ય રત્નોની પીછાણ થાય છે, પણ એ ઉપકારીઓની કે જ્ઞાનાદિ રત્નોની પ્રાપ્તિ તો ક્રિયા વિના થતી નથી. તે ઉપરાન્ત જ્ઞાન બીજા સામાન્ય જીવોને અદૃશ્ય–પરોક્ષ હોવાથી માત્ર તે આત્માને જ ઉપકાર કરે છે અને ક્રિયા અન્યને પણ પ્રત્યક્ષ હોવાથી સ્વ–પર ઉપકારક છે. અહીં કોઈ કહે કે જ્ઞાન પરને ઉપકાર કરે જ છે, તો સમજવું જોઇએ કે તે ઉપકાર ઉપદેશ દ્વારા કરે છે, સ્વતંત્ર રીતે નહિ, અને એ જ્ઞાનનો ઉપદેશ પણ એક ક્રિયા છે, માટે ક્રિયા દ્વારા જ્ઞાન ભલે પરને ઉપકારક હોય, સ્વતંત્રતયા નહિ, જ્યારે ક્રિયા તો બાહ્ય પ્રવૃત્તિરૂપ હોવાથી પ્રત્યક્ષ દેખાય છે, તેથી તેને જોઇને પણ યોગ્ય જીવો અનુમોદના–પ્રશંસા વિગેરે કરીને લાભ મેળવી શકે છે. આ સિવાય પણ ક્રિયાની મહત્તા અનેક પ્રકારે ભિન્ન ભિન્ન યુક્તિઓથી સમજી શકાય તેમ છે, પણ અહીં આટલું જ જણાવવું બસ છે.

ક્રિયાનું આવું (આટલું) મહત્ત્વ હોવા છતાં એથી જ્ઞાનનું મહત્ત્વ અંશે ય ઓછું માનવાનું નથી. 'જ્ઞાની એક શ્વાસોચ્છ્વાસમાં જે કર્મો ખપાવી શકે છે, તેટલાં કર્મો અજ્ઞાની ક્રોડ પૂર્વ વર્ષો સુધી આકરી ક્રિયા કરવા છતાં ખપાવી શકતો નથી' એમ જ્ઞાનીઓએ કહેલું છે તે તદ્દન સત્ય છે. છતાં એ સમજાવવું જરૂરી છે કે–ક્રિયાનાં કષ્ટોથી ગભરાઈ ઉઠેલા જેઓ ક્રિયાની વજૂદ સ્વીકારતા નથી, કેવળજ્ઞાનની જ વાતો કરી જૈનશાસનના સ્યાદ્વાદને તોડી અજ્ઞાન ભોળા વર્ગને ક્રિયા પ્રત્યે અનાદરથાય તેવો એકાન્તિક–મિથ્યામાર્ગનો આગ્રહ કરે છે, તેઓ સ્વ–પરને મોટો અન્યાય કરી રહ્યા છે.

આ ગ્રન્થમાં શ્રમણક્રિયાનાં સૂત્રોનો સઙ્ગ્રહ છે અને તે ક્રિયા સાધુ–સાધ્વીના અનુષ્ઠાન રૂપ છે. ઉપરની હકિકતથી વાચકો સમજશે કે અનુષ્ઠાન આત્મિક વિકાસ માટે એક આવશ્યક કર્તવ્ય છે, માટે તેના સૂત્રો, અર્થ, કે અનુષ્ઠાન સંબન્ધી વિશેષ માહિતી જેમાં છે તે આ પુસ્તક પણ સામાન્ય છતાં વિશેષ ઉપકારક છે.

લૌકિક કે લોકોત્તરક્રિયા–અનુષ્ઠાનો તો સુખનો અર્થી જીવ એક યા બીજા રૂપમાં કરતો આવ્યો છે, કરે છે અને યથાર્થ સુખની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી કરશે પણ ખરો! એથી અહીં ક્રિયાના કર્તવ્યપણાને અઙ્ગે બહુ જણાવવા કરતાં ક્રિયાની સમજણ, વિધિ અને શ્રદ્ધાને અઙ્ગે જણાવવું વિશેષ જરૂરી લાગવાથી આ પુસ્તકમાં તેને અઙ્ગે પ્રયત્ન કરવામાં આવ્યો છે અને અહીં પણ કંઈક જણાવવું ઉચિત લેખાશે.

બહુધા અજ્ઞાની જીવનો સ્વભાવ 'ગાડરીયા પ્રવાહ'

જેવો છે, એકનું દેખીને બીજો, બીજાનું દેખી ત્રીજો, એમ દેખાદેખી પ્રવાહ ચાલતો હોય છે. તેના રહસ્યને સમજવાની રૂચિ કે પ્રયત્ન કરનારા જીવો ઓછા હોય છે. આથી તેઓ ક્રિયાનાં કષ્ટો ઉઠાવવા છતાં તેના સાચા ફળથી વંચિત રહે છે અને કોઈવાર વિપરીત પરિણામ પણ લાવે છે. આ વિષયમાં બાળ જીવો પણ સમજે તેવાં દૃષ્ટાન્તોથી ભવ્ય આત્માઓને ક્રિયાનો આદર, વિધિનો આદર અને શ્રદ્ધાને પ્રગટાવવા પૂર્વ પુરૂષોએ ઘણા પ્રયત્નો કર્યા છે, એથી અહીં એ સંબંધી કંઈ કહેવાની જરૂર નથી.

બાલ્ય કાળમાં માતૃમુખી જીવન ભલે ઉપકારી હોય, પણ જીવનભર માતૃમુખ રહેનારો મૂર્ખ ગણાય છે, ગાડરના જીવનમાં અન્ધના અનુકરણ જેવી ગાડર પઙ્ક્તિ ભલે ઉપકારક હોય પણ માનવ જીવનના છેડા સુધી એવું જીવાય તો જીવન નિષ્ફળ પ્રાયઃ નીવડે. તેમ અહીં પણ જે જે વિષયનો બોધ ન હોય કે મેળવી શકાય તેમ ન હોય તે વિષયમાં અજ્ઞાની જીવ બીજા જ્ઞાનીનું અનુકરણ ભલે કરે, પણ જ્ઞાનના અનાદરથી અન્ધ અનુકરણ જેવું અનુષ્ઠાન કરે તો તે હિતાવહ નથી. માટે દરેક અનુષ્ઠાન સમજપૂર્વકનું હોવું જોઇએ. હા, આવી સમજ હોવા છતાં ય વિનય કરવા રૂપે ઉપકારીઓની આજ્ઞાને આધીન બની તેઓનું કહ્યું કરવું એ ઉત્તમ સાધુનું કર્તવ્ય છે, પણ સમજ્યા વિના જ કર્યા કરવું તે યોગ્ય મનાતું નથી.

બીજી વાત એ છે કે ક્રિયા જેમ પ્રત્યક્ષ હોવાથી સ્વ-પર ઉપકાર કરે છે તેમ જો તે અયોગ્ય હોય તો સ્વ-

પર અપકાર પણ કરે છે. માટે જ ક્રિયાના વિધિને અખણ્ડ સાચવવો જરૂરી છે. શ્રીવીતરાગ કથિત આત્મહિતનાં અનુષ્ઠાનોને મનસ્વીપણે જે જેમ ફાવે તેમ કરે તેને જ્ઞાનીઓએ વિરાધક કહ્યો છે, કારણ કે તેનું અનુકરણ કરતાં પરમ્પરાએ ક્રિયાનું મૂળરૂપ બદલાઈ જાય અને એમ અનવસ્થા ઉભી થાય, મિથ્યાત્વ પણ વધે અને જિનાજ્ઞાનો ભઙ્ગ પણ થાય. ઈત્યાદિ શાસનને-મોક્ષમાર્ગને ઘણો ધક્કો લાગે.

એ પણ સમજવાનું છે કે જ્ઞાનની જેમ ક્રિયા એ કોઈ એક વ્યક્તિનું ધન નથી, કિન્તુ ભવ્ય જીવોને મોક્ષનગર જવા માટેની મહાપુરૂષોએ બાંધેલી અને સાચવેલી સુન્દર સડક છે, સડક ઉપર ચાલવાનો અધિકાર હોય પણ તેને તોડવાનો કે મનસ્વી ઉપયોગ કરવાનો અધિકાર કોઈને ન હોય, તેમ ક્રિયા-અનુષ્ઠાન આચરવાનો આત્માર્થી જીવને અધિકાર છે, કિન્તુ તેનો વિરોધ કે મનસ્વી ઉપયોગ કરવાનો કોઈને અધિકાર નથી. પૂર્વના મહર્ષિઓએ એવા પ્રસંગ ઉભા થતાં મનસ્વી-આગ્રહી આરાધકોની ઉપેક્ષા કરી છે, પણ વિધિને ધક્કો પહોંચવા દીધો નથી. હા, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને આશ્રિને ક્રિયામાં ફેરફાર કરવાનું વિધાન છે, પણ તે કોઈ એક વ્યક્તિ કે પક્ષને નહિ, શ્રમણસઙ્ઘ શાસનના અને આરાધક આત્માઓના હિતાહિતનો વિચાર કરી પ્રમાદાદિ શત્રુઓથી ભવ્યાત્માઓનું રક્ષણ થાય અને જિનકથિત અનુષ્ઠાનોના તેઓ આરાધક બની શકે એ રીતે તેમાં ફેરફાર કરી શકે છે. મનસ્વી ક્રિયાને કરનારાઓ અને તેમાં સહાય કરનારાઓ શાસનને કેવું અહિત કરે છે તે સમજાવવા માટે શાસ્ત્રમાં કહેલું શ્રીકૃષ્ણજીની ભેરીનુ દૃષ્ટાન્ત વિચારવા લાયક છે.

વિધિ અને સમજ હોવા છતાં શ્રદ્ધા (પક્ષ) ન હોય તો પણ ક્રિયા આત્મહિત કરી શકતી નથી, ક્રિયાનો વિધિ અને સમજ બે એવાં તત્ત્વો છે કે પ્રારમ્ભમાં શ્રદ્ધા વિના પણ વિધિ અને સમજપૂર્વક ક્રિયા કરનારને મિથ્યાત્વમોહનો ક્ષયોપશમ થાય છે તેથી ન હોય તે શ્રદ્ધા પણ પ્રગટે છે, એમ ક્રિયામાં શ્રદ્ધાને પ્રગટાવવાની અને પોષવાની પણ શક્તિ છે.

આટલી હકિકત સમજ્યા પછી આ ગ્રન્થ કેટલો ઉપકારી છે તે વાચક સ્વયં સમજી શકશે. આમાં વિધિ સાથે સામાન્ય હેતુઓ પણ સમજાવવા પ્રયત્ન કર્યો છે. ટૂંકાણમાં દરેકના અર્થ પણ આપ્યા છે, કે જેના બળે આત્માર્થી જીવો સમજ, શ્રદ્ધા અને વિધિપૂર્વક અનુષ્ઠાન કરી સ્વજીવનને સફળ કરી શકે. મુખ્યતયા બાળજીવોને ઉદ્દેશીને લખાએલો આ ગ્રન્થ તેઓને ઉપકારક થશે એવી આશા રાખવી અનુચિત નથી.

પુસ્તકમાં શ્રમણક્રિયાનાં સૂત્રો વિગેરેનો સંગ્રહ હોવાથી વિશેષતયા તે સાધુ-સાધ્વીને ઉપકારક છે, તો પણ ગૃહસ્થ ધર્મનો સમ્બન્ધ સાધુધર્મ સાથે હોવાથી તેને પણ ઉપકારક છે.

ગ્રન્થોક્ત વિષયો 'વિષયાનુક્રમ' જોવાથી સમજાય તેવા છે, એથી એનું વિવેચન કર્યું નથી. ગ્રન્થ લખવામાં 'ધર્મસંગ્રહ' ઉપરાન્ત બીજા પણ ઉપયોગી ગ્રન્થોનો આધાર લીધો છે, છતાં એમાં છદ્મસ્થપણાથી કે અનુપયોગથી જે કંઈ શાસ્ત્રવિરુદ્ધ લખાયું હોય તેનો મિચ્છામિદુક્કડં દઈ ભવ્ય આત્માઓને આ ગ્રન્થનો યથાશક્ય ઉપયોગ કરવા વિનંતિ કરૂં છું. ઉપરાન્ત જે કંઈ ભૂલ દેખાય તે તેઓ લખી જણાવશે એવી આશા રાખું છું. **-સમ્પાદક.**

## પરિશિષ્ટ નં. ૨.

પરિશિષ્ટ નં. ૩

# શુદ્ધિપત્રકમ્

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૫ | सोत्रम् | स्तोत्रम् |
| ૧ | ૧૫ | ચદ્રકાર | ચન્દ્રાકાર |
| ,, | ૧૮,૧૯, | अर्हँ | अर्हं |
| ૩ | ૮ | ह्रा | ह्राँ |
| ૪ | ૪ | पञ्चेते | पञ्चैते |
| ,, | ૫ | ह्रँ हुँ ह्रे ह्रै | हुँ ह्रूँ ह्रे ह्रै |
| ૫ | ૨ | ०दधि समा० | ०दधिसमा० |
| ,, | ૩ | ०लङ्क्तः | ०लङ्कृतः |
| ,, | ૪ | वीज० | बीज० |
| ,, | ૫-૬ | ०क्षरः | ०क्षराः |
| ,, | ૨૦ | ह्रीँ | ह्रा |
| ૬ | ૨ | ०लङ्क्तः | ०लङ्कृतः |
| ૭ | ૮ | જાડયતા | જાડ્યતા |
| ૧૦ | ૫ | वर्णौ० | वर्णौं० |
| ,, | ૨૧ | "માં ह्री | "ँह्री"માં |
| ૧૧ | ૧ | ઋપિમણ્ડલ- | ઋપિમણ્ડલ |
| ૧૨ | ૧૩ | શ્રીસંભવને | શ્રીસભવનાથને |
| ૧૩ | ૧૦-૧૧ | ह्रौं | ँह्री |
| ૨૨ | ૮ | 'भू' | 'भूः' |
| ૨૭ | ૧૮ | ભતે ! | ભંતે ! |
| ૨૭ | ૨૩ | વાસિરામિ | વોસિરામિ |
| ૨૮ | ૧૪ | અતિચાર કર્યો | અતિચાર કર્યાં |
| ૩૧ | ૪ | સંસકત | સંસક્ત |
| ૩૨ | ૧૪ | સઘટ્ટ | સંઘટ્ટ |
| ૩૨ | ૧૭ | અણુઉત્તે | અણાઉત્તે |
| ૩૨ | ૨૨ | સંથરા | સંથારા |
| ૩૨ | ૨૨ | પરિટ્ટણકી | પરિઅટ્ટણકી |
| ૩૨ | ૨૨ | આઉંટ્ટણકી | આઉંટણકી |
| ૩૨ | ૨૩ | અચક્ખુ | અચક્ખુ |
| ૩૩ | ૯ | હુ | હુ |
| ૩૮ | ૫ | ઉત્તરપટ્ટા | ઉત્તરપટ્ટો |
| ૩૯ | ૧૧ | હુ | હું |
| ૪૧ | ૧૧ | કારણ | કારણે |
| ૪૪ | ૨૧ | गधेणं | गंधेणं |
| ૪૫ | ૧૭ | आयारप | आयारप्प |
| ૫૨ | ૧૧ | પ્રાભતિકા | પ્રાભૃતિકા |
| ૫૨ | ૨૧ | નઞ્ | નઞ્ |
| ૫૫ | ૧૧ | दु प्रमार्जनया | दुष्प्रमार्जनया |
| ૫૬ | ૨ | असं मे | असंयमे |
| ૫૯ | ૧૫ | ઓળખવાથી | ઓળવવાથી |
| ૬૩ | ૧૬ | હિસાનુબધિ | હિસાનુબન્ધિ |
| ૬૫ | ૧૪ | ધર્મ્ય | ધર્મ |
| ૬૫ | ૧૯ | ,, | ,, |
| ૬૬ | ૨ | તેનાની | તોથી |
| ૬૬ | ૧૭ | અનિવર્તિ | અનિવૃત્તિ |
| ૬૬ | ૨૪ | પ્રાતિ | પાતિ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૭ | ૩ | પ્રયેગાથી | પ્રયોગથી |
| ૮૫ | ૨૩ | (બહુશ્રતમા) | (બહુશ્રુતમાં) |
| ૯૫ | ૨ | श्चतुर्विंस | श्चतुर्विंशं |
| ૧૦૬ | ૪ | ।जनान् | जिनान् |
| ૧૦૬ | ૧૨ | રાત્રિકમાં | રાત્રિમાં |
| ૧૦૮ | ૧૨ | राणदोस | रागदोस |
| ૧૦૯ | ૮ | पसन्थे | पसत्थे |
| ૧૧૭ | ૯ | राईभो अणे | राईभोअणे |
| ૧૧૮ | ૩ | सव्व | सव्वं |
| ૧૨૦ | ૧૪ | एवमेव | एगमेव |
| ૧૨૪ | ૧૦ | पत्तिअतेहि | पत्तिअंतेहि |
| ૧૨૪ | ૧૪ | उवसंपज्जिता | उवसंपज्जित्ता |
| ૧૨૫ | ૧૨ | सद्दहंतेहि | सद्दहंतेहिं |
| ,, | ૧૯ | सोहेमो | विसोहेमो |
| ૧૨૬ | ૧૧ | अतोपक्खस्स | अंतोपक्खस्स |
| ૧૨૭ | ૨૦ | પ્રાણિધાન | પ્રણિધાન |
| ૧૩૦ | ૨૦ | प्रणाति | प्राणाति |
| ૧૩૧ | ૧૪ | ઉચારણા | ઉચ્ચારણા |
| ૧૩૨ | ૨૦ | પ્રાણાવિપાત | પ્રાણાતિપાત |
| ૧૩૫ | ૧૭ | निवृति | निवृत्ति |
| ૧૪૦ | ૧૯ | प्राणानम् | प्राणानाम् |
| ૧૪૬ | ૨૧ | સારું | સારા |
| ૧૫૧ | ૨૩ | सदारूवा | सद्दारूवा |
| ૧૫૨ | ૨૦ | શક્તિ | શંકિત |
| ૧૫૫ | ૨૧ | धर्म्य | धर्म |
| ૧૬૯ | ૧૧ | અબાલ | આબાલ |
| ૧૭૨ | ૧૭ | उपसपम्नः | उपसंपन्नः |
| ૧૮૧ | ૪ | શક્તિ | શંકિત |
| ૧૮૩ | ૧૨ | तेसि | तेसिं |
| ૧૮૫ | ૭ | वेध्यकम | वेध्यकम् |
| ૧૮૬ | ૨ | વણ્ર્વલી | વણ્ર્વેલી |
| ૧૮૬ | ૩ | ગણવિદ્યા | ગણિવિદ્યા |
| ૧૮૮ | ૨૨ | मगवत् | भगवत् |
| ૧૮૯ | ૨૧ | प्रज्ञप्ति | प्रज्ञप्तिः |
| ૧૯૮ | ૧૦ | जेसि | जेसिं |
| ૧૯૯ | ૩ | अणपायंकाणं | अप्पायंका |
| ,, | ૧૯ | पडिच्छिअ | पडिच्छिअं |
| ,, | ૨૦ | ०संतिअ | ०संतिअं |
| ૨૦૦ | ૩ | कम्माई | कम्माइं |
| ,, | ૬ | चातरंत | चाउरंत |
| ૨૦૬ | ૨ | અળધો | અડધો |
| ૨૧૧ | ૯ | લઘુનીતિ | લઘુનીતિ |
| ૨૧૪ | ૫ | એટણે | એટલે |
| ૨૧૬ | ૨ | वोसिरसु | वोसिरिसु |
| ૨૨૪ | ૧૫ | આરતિ | અરતિ |
| ૨૨૫ | ૧૬ | રજહરણો | રજોહરણ |
| ૨૨૬ | ૩ | તજુ | તજું |
| ૨૨૯ | ૧૭ | ટરી | કરી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૩ | ૨ | सजमो | संजमो |
| ૨૩૭ | ૧૯ | અગ્નિના | સ્રીના |
| ૨૩૯ | ૪ | ધરમાંથી | ઘરમાંથી |
| ,, | ૨૩ | ભીન્નએલાં | ભીજાએલાં |
| ,, | ૨૪ | વસ્રોની | વસ્રોની |
| ૨૪૩ | ૫-૯ | ઓઘોદ્દેશિક | ઓઘૌદ્દેશિક |
| ૨૪૮ | ૨૩ | સભ | સભા |
| ૨૪૯ | ૧૯ | सालसमे | सोलसमे |
| ૨૫૦ | ૧૬ | લવું | લેવાં |
| ૨૬૦ | ૨૨ | ગહિત | ગૃહિત |
| ૨૬૧ | ૧૧ | ઠ્રુમ્ર | ધૂમ્ર |
| ૨૬૮ | ૧૮ | પાર્ગો | પાર્યા |
| ૨૯૦ | ૫ | સન્મિતિતક | સન્મતિતર્ક |
| ૨૯૩ | ૩ | પથ્ય | પથ્ય |
| ૨૯૫ | ૫ | ધુંસરી | ધુંસરી |
| ,, | ૧૪ | કે | કે |
| ૨૯૬ | ૧૮ | જનોએ | જૈનોએ |
| ૩૦૬ | ૧૦ | સમ્યક્ત્વંન | સમ્યક્ત્વવંત |
| ૩૧૪ | ૧૮ | જનો | જેનો |
| ૩૧૫ | ૧૩ | प्राग | प्राग् |
| ૩૧૮ | ૭ | ભમરય | ભમરા |
| ૩૨૦ | ૮ | કર્યો | કર્યાં |
| ૩૨૫ | ૧૬ | આ નથી | નથી |
| ૩૨૯ | ૩ | પ્રસ | પ્રસં- |
| ૩૩૨ | ૧૪ | દિશાને- | દિશાને ડાબી |
| ,, | ૧૫ | ડાબી પૂંઠ - | પૂંઠે |
| ૩૩૨ | ૨૧ | ધનિષ્ઠા | ધનિષ્ઠા |
| ૩૩૩ | ૨૨ | પ્રવેયણાના | પવેયણાના |
| ૩૩૪ | ૨ | સાધુ | સાધુ |
| ૩૩૫ | ૨૦ | સધ્વીનું | સાધ્વીનું. |
| ૩૩૭ | ૩ | પગ અને- | પગઆગળ |
| ૩૩૮ | ૬ | લધુ, સાધ્વી એ- | લધુ,સાધ્વીએ |
| ૩૪૨ | ૪ | पइदिण | पइदिणं |
| ,, | ,, | जीट्ठे | जिट्ठे |
| ૩૪૩ | ૪ | मुहेण | मुहेणं |
| ,, | ૫ | उसग्गं | उस्सग्गं |
| ૩૪૫ | ૨ | कहंमि | कहेमि |
| ૩૪૬ | ૫ | आहागण | आहाराण |
| ૩૪૬ | ૨૩ | કત્તાથ | કૃત્તાથ |
| ૩૪૭ | ૩ | मवी | मवि |
| ,, | ૬ | निव्वियतिग | निव्वियति |
| ૩૪૭ | ૭ | खडाइ | खंडाइ |
| ૩૪૮ | ૩ | मुत्तं | मुत्तुं |
| ૩૪૮ | ૭ | मणियं | भणियं |
| ૩૪૯ | ૩ | साहुणं | साहूणं |
| ૩૫૦ | ૨૦ | દુક્કડં | દુક્કડં |



પ. પૂ. ખાંતિશ્રીજી મહારાજના શિષ્યા
તપસ્વિની તારાશ્રીજી મહારાજ

જન્મ વિ. સં. ૧૯૪૪ આસો વદ ૦)) સુરત.



દિક્ષા વિ. સં. ૧૯૬૦ [redacted] સુદ ૧૧ સુરત

સ્વર્ગવાસ-વિ. સ. ૨૦૧૨ ના માગશર સુદ ૧૪
( અમદાવાદ )

ॐ गुरुभ्यो नमो नमः ।

# 'તપોમૂર્તિ સાધ્વીજી શ્રીતારાશ્રીજી'

## અથવા

## 'ચારિત્રધર્મનો મહિમા.'

અનાદિ સંસારમાં જીવ જન્મ-મરણાદિનાં અપાર દુઃખો સહન કરતો રહ્યો છે, તેનું મૂળ કારણ મોહ અને અજ્ઞાનની દુર્ઘટ આંધી છે, પરવસ્તુમાં મમત્વ અને આત્માનું અજ્ઞાન, બેના યોગે સુખનો અર્થી પણ જીવ અસહ્ય યાતનાઓ સહવા છતાં, વિવિધ ઉપાયો કરવા છતાં, હજુ સુખી થયો નથી. એ સહુને સ્વાનુભવથી સમજાય તેવું છે.

આવી યાતનાઓમાં પસાર થતા જીવને નદીઘોળ-પાષાણના ન્યાયે કર્મો હલકાં પડતાં અને કાલ, ભવિતવ્યતા, વિગેરેનો પરિપાક થતાં, મમત્વ મંદ પડે છે, અજ્ઞાનની આંધી આછી થાય છે અને કંઈક સ્વાસ્થ્ય પ્રગટ થાય છે ત્યારે જ પોતાના સ્વરૂપનો, સાચા સુખનો અને તેના ઉપાયોનો આદર પ્રગટે છે.

અનાદિ જગતમાં સર્વદા દેવ-ગુરૂ અને ધર્મ રૂપ સામગ્રી તો વિદ્યમાન હોય છે, પણ જીવને તેની ઓળખ કે તેના પ્રત્યે સન્માન જાગતું નથી. કોઈવાર જાગે તો ટકતું નથી, ટકે તો પણ પુરૂષાર્થ કરી શકતો નથી, કરે તો પણ તે પૂર્ણ થતો નથી, મોહ અને અજ્ઞાનના સુભટો જેવા કામ-ક્રોધાદિ દુષ્ટ ભાવો વારંવાર તેને ચલાયમાન કરી સંસારમાં ભટકતો કરી દે છે. એમ અનંતો કાળ

માતાપિતાએ 'પોતાની પુત્રી સંસારનાં સુખોથી આનન્દ ભોગવે' એ ઉદ્દેશથી શા નવલચંદ ઉદેચંદના સુપુત્ર મંછુભાઈ સાથે પરસનબ્હેનનું લગ્ન કર્યું, પણ તેઓને ક્યાં ખબર હતી કે પોતાની પુત્રીનું ભાવિ કેવું છે? લગ્ન થયા પછી તરત જ મંછુભાઈનું અવસાન થયું અને પરસનબ્હેનનો જીવનમાર્ગ બદલાયો. નિમિત્તોની કેવી ઘેરી અસર થાય છે? એક વખતે સંસારને સુખમય માનનારો પણ પ્રસંગને પામીને તીવ્ર વૈરાગી બની જાય છે, પરસનબ્હેન બુદ્ધિમાન હતાં ઉપભોગાન્તરાય કર્મના ઉદયને સમજી ગયાં, મેળવેલી કેળવણી કપરા સંયોગોમાં કોઇ અચિન્ત્ય ઉપકાર કરે છે, સંસારની અસારતા પ્રત્યક્ષ-અનુભવસિદ્ધ થઈ અને ત્યાગ-માર્ગનો આદર પ્રગટ્યો. તે સમયમાં સુરતમાં વિચરતા પૂજ્ય મુનિરાજ શ્રીસિદ્ધિવિજયજી (વર્તમાનનાં પૂ૦ સંઘ-સ્થવિર દાદા ગુરૂદેવ પૂ૦ આચાર્ય મહારાજ શ્રીવિજય-સિદ્ધિસૂરીશ્વરજી)ની વૈરાગ્યવાહિની ધર્મદેશના સાંભળતાં વૈરાગ્ય દૃઢ થયો અને .ત્રાવંધ પ્રયત્નોથી માતા-પિતાદિની અનુમતિ મેળવી મોટા ઓચ્છવપૂર્વક **વિ૦ સં૦ ૧૯૫૮ના વૈશાખ વદી ૬**ના મંગળ દિવસે તેઓશ્રીના હસ્તે દીક્ષા લઇ અમદાવાદવાળાં પૂ૦ સાધ્વીજી શ્રીવિજયશ્રીજી મહારાજનાં શિષ્યા **સાધ્વીજી શ્રીખાન્તિશ્રીજી** થયાં.

દીક્ષા પછી વિનય, વૈયાવચ્ચ સાથે સંસ્કૃતભાષાનો અભ્યાસ કર્યો અને ધાર્મિકજ્ઞાન પણ સારા પ્રમાણમાં મેળવી લીધું. એટલું જ નહિ પણ ૧૮ વર્ષના દીક્ષા પર્યાયમાં તેઓએ ૭ અટ્ઠાઇઓ, સોળ ઉપવાસ, સિદ્ધિતપ, વાર્ષિકતપ,

વિગેરે નાનો-મોટો અનેક પ્રકારનો બાહ્યતપ પણ કર્યો. વિ. સં૦ ૧૯૬૦માં પૂ૦ અમારાં ગુરૂણીજીને દીક્ષા અપાવી. પોતાનાં ગુરૂણી વૃદ્ધ હોવાથી તેઓની વૈયાવચ્ચમાં ઘણો વખત તેઓ સુરતમાં જ રહ્યાં હતાં. સં૦ ૧૯૬૧માં શ્રીસિદ્ધગિરિજીની યાત્રાર્થે વિચર્યાં, પુનઃ સુરત આવ્યાં, વિ. સં. ૧૯૭૧માં પૂ૦ સા. શ્રીજયન્તીશ્રીજીને દીક્ષા અપાવી. ગુરૂણીજીની અંતિમ આરાધના સુધી સાથે રહ્યાં, પછી દમણ, બોઢાણ વિગેરે સુરત જીલ્લાનાં ગામોમાં ચોમાસાં કરી શ્રીસિદ્ધગિરિજી પધાર્યાં, ત્યાં પૂ૦ સાગરાનંદસૂરીશ્વરજીની નિશ્રામાં અનેક સાધુઓની આગમ વાચના ચાલુ હતી તે અરસામાં આઠ દિવસની સામાન્ય બીમારી ભોગવીને **વિ૦ સં૦ ૧૯૭૬ના જેઠ વદી ત્રીજ**ના દિવસે શ્રીઅરિહંતદેવના અને પરમપાવન ગિરિરાજ શ્રીશત્રુંજયના નામનો જાપ કરતાં **તેઓશ્રીએ નશ્વરદેહને છોડી પરલોક પ્રયાણ કર્યું.** અને આશ્રિતોને કાયમી વિરહ થયો. હવે અમારાં પૂ૦ ગુરૂણીજીનું કંઇક માત્ર વર્ણન કરીએ.

## તપોમૂર્તિ પૂ૦ ગુરૂણીજી શ્રીતારાશ્રીજી.

**જન્મ**-સુરતબંદર કે જે પ્રાચીન શહેર છે, જૈનધર્મની જ્યોત ચીરકાલથી જ્યાં અનેક ભવ્ય આત્માઓને પ્રકાશ આપી રહી છે, અનેક જિનમન્દિરોથી વિભૂષિત અને પૂજ્ય ગુરૂવર્યોના વિહારથી પવિત્ર તે શહેરમાં કંસારા કુટુમ્બમાં વીશા પોરવાડ જ્ઞાતિના ધર્માભિલાષી **શ્રીફુલચંદભાઇ નવલચંદ** નામે શ્રાવક હતા, તેઓને શ્રી**મોતીબ્હેન** અપરનામ **ઝીણીબાઇ** નામે કુલીન અને સદાચારી

પત્ની હતાં, તેઓને ત્રણ પુત્રો ઉપરાન્ત છ પુત્રીઓ હતાં, તે પૈકી **કુસુમ્હેન** કે જેઓ અમારાં ભાવિ ગુરૂ થવાનાં હતાં તેઓનો જન્મ **વિ. સં. ૧૯૪૪ના આસો વદી** ૦)) અર્થાત્ **દિવાળીના મંગળ દિવસે** થયો હતો. પૂર્વ જન્મના સુસંસ્કાર સાથે લઈ આવેલાં કુસુમ્હેન જન્મથી જ ઓજસ્વી હતાં, તેમના જન્મ પછી તેમના કુટુમ્બમાં પણ પ્રતિદિન સુખસામગ્રી આદિ વધવા લાગ્યું. ખરેખર ! આખા કુટુમ્બમાં પણ કોઈ એક આત્માનું પુણ્ય એવું વિશિષ્ટ હોય છે કે જેના બળે સઘળાય સ્વજનાદિ સુખ–સમ્પત્તિ ભોગવે છે. પુણ્યવાનના પુણ્યનું એ પ્રથમ ફળ છે. **ત્રણ વર્ષની ઉમ્મરમાં** કુસુમ્હેન નિત્ય **શ્રીજિનેશ્વરદેવની પૂજા નિયમિત કરવા લાગ્યાં** અને **પાંચ વર્ષની ઉમ્મરે રાત્રિભોજનનો ત્યાગ કરી દીધો.** બાલ્યકાળમાં પણ તેમનો જિનપૂજા, દર્શન, ગુરૂપ્રેમ અને ત્યાગ વિગેરે જોઈ લોકો આશ્ચર્યમુગ્ધ બનતા અને તેઓના પુણ્યની પ્રશંસા કરતા. શિષ્ટ લોકોમાં પ્રશંસા પાત્ર બનેલાં કુસુમ્હેનનું જીવન જેમ જેમ ઉમ્મર વધી તેમ ધર્મના રાગથી રંગાતું રહ્યું અને રખે ભવિષ્યમાં આ રત્ન ચાલ્યુ ન જાય એમ ભય પામેલાં હોય તેમ માતાપિતાએ તેઓનું ન્હાની ઉમ્મરમાં જ સુરતમાં વડાચૌટાના રહીશ શેઠ દેવચંદભાઈના સુપુત્ર નાથાભાઈ સાથે લગ્ન કરી દીધું. કુસુમ્હેન બાલ્ય–કાળથી જ ચેતનાવંત હતાં. સારાસારનો વિવેક સહજ પ્રગટેલો હતો, દાક્ષિણ્યતાના સ્વભાવે લગ્નનો વિરોધ ન કરી શક્યાં પણ ભોગ મહારોગ છે, રોગ એક જ જન્મનો

નાશ કરે છે અને ભોગ અનેક જન્મોને બરબાદ કરે છે, વિગેરે સમજતાં હતાં. વૈરાગ્યથી રંગાએલાં હતાં એથી લગ્ન થવા છતાં **૧૪ વર્ષની નાની** ઉમ્મરમાં જ તેઓએ **જીવન પર્યન્તનું બ્રહ્મચર્ય સ્વીકારી લીધું. ભવિષ્યમાં બન્ધનો વધે નહિ તેની પહેલાંથી વાડ કરી લીધી.** બીજી બાજુ દીક્ષાની ભાવના પ્રગટ કરીને અનુમતિ મેળવવા ઉપાયો કરવા લાગ્યાં, પણ પિતૃપક્ષના અને શ્વસુરપક્ષના કુટુમ્બીઓ જાણે ઠગાયા હોય તેમ પ્રતિપક્ષી બન્યા. અનેક ઉપાયો કરવા છતાં અનુમતિ ન મળી ત્યારે ૧૯૯૦ના કાર્તિક માસમાં તેમણે પૂ૦ સાધ્વીજી મુક્તિશ્રીજીની નિશ્રામાં દીક્ષા માટે પ્રબળ ઉપાયો કર્યા, સ્વયં સાધુવેષ પહેરી લીધો, કુટુમ્બીઓએ તે ઉતરાવી દીધો, તો પણ ઘરમાં સાધુજીવન પાળતાં હોય તેમ 'સચિત્ત સ્પર્શનો પરિહાર' વિગેરે આકરા પરીષહો સહવા લાગ્યાં.

ખરેખર! **આત્મનિશ્ચય એક અલૌકિક બળ છે, તેની સામે દેવો પણ નમી પડે છે તો માનવનું શું ગજું!** આખરે **કમુબહેનની આ દૃઢતાએ કુટુમ્બીઓનાં હૃદય ભેદ્યાં** અને તેઓને દીક્ષા અપાવવા માટે સહુ સંમત થયા, જો કે કમુબહેનને **આ કસોટીમાંથી પસાર થતાં સહન કરવું પડ્યું, પણ તેથી ઉલટું તેઓનું સત્ત્વ વધ્યું, વૈરાગ્ય અગ્નિ પરીક્ષાથી** સોનાની જેમ **ઉજ્જવલ બન્યો.** એમ કહીએ તો ખોટું નથી કે એ રીતે તેઓને ભાવિ ચારિત્રજીવનને ઉજ્જવલ રીતે આરાધવાની ભૂમિકા તૈયાર થઈ. તેઓએ કતારગામમાં સ્વયં દીક્ષાની

તૈયારી કરી અને કુટુમ્બીઓ સન્માનપૂર્વક ત્યાંથી સુરત લઈ આવ્યા, ત્યાં મહોત્સવપૂર્વક દીક્ષાનો ભવ્ય વરઘોડો ચઢાવીને પૂ૦ આચાર્યદેવ શ્રીવિજયસિદ્ધિસૂરીશ્વરજીના પ્રથમ શિષ્ય પૂ૦ મુનિરાજ શ્રીરિદ્ધિવિજયજી મહારાજના હસ્તે **વિ૦ સં૦ ૧૯૬૦ના વૈશાખ સુદ ૧૧ના મંગળ દિવસે** ઉપર્યુક્ત **શ્રીક્ષાન્તિશ્રીજી મહારાજની** નિશ્રામાં દીક્ષા અપાવી, તેઓનાં શિષ્યા સા૦ **શ્રીતારાશ્રીજી** નામ રાખ્યું.

દીક્ષા આપવામાં સાથીદાર બનેલા કુટુમ્બીઓએ તેઓનાં ગુરૂણીજીને એક રત્નની જેમ સોંપ્યાં અને તેનું રક્ષણ કરવા પૂર્વક સુંદર ચારિત્રની આરાધના માટે ભલામણ કરી તેઓને પણ કરવા યોગ્ય ભલાભણ કરી સર્વ કૃતાર્થ થયા. **મોહનો ઉદય પ્રાણીને પરાભવ કરે છે ત્યારે કુલીનતા, સૌજન્ય વિગેરે કેટલો ઉપકાર કરે છે તેનું આ પ્રત્યક્ષ દૃષ્ટાન્ત છે** એ કારણે જ શાસ્ત્રોમાં ઉત્તમ કુળ, જાતિ વિગેરેની ધર્મસામગ્રીમાં ગણત્રી કરી છે. **મોહના ઉદયે મનુષ્ય સંસારનો પક્ષ કરે છે તો પણ જનકુળ અને સુદેવ–ગુરૂ–ધર્મની ઉપાસનાથી તેનો વિવેક નાશ પામતો નથી.** આખરે સત્યને સ્વીકારી કૃતાર્થ બને છે.

બાલ્યકાળથી કસુંબ્હેનનો ધર્મરાગ ઔપચારિક ન હતો પણ તથાવિધ મોહનીયકર્મની મન્દતાથી જાગેલા વૈરાગ્યપૂર્વકનો હતો એમ કહેવું અયુક્ત નથી, કારણ કે દીક્ષા લઈને જ માત્ર તે કૃતકૃત્ય થયાં નથી, પણ દીક્ષા તો આત્માની કેળવણી માટેની નિશાળ છે અને તેમાં રહીને

આત્માનો અનાદિ મેલ ઉતારવાની કળા સાધવાની છે, એમ તે સમજતાં હતાં, માટે દીક્ષા પછી પણ તેમણે કરેલો ઇન્દ્રિઓનો વિજય, નિરભિમાનતા, આકરો તપ, પરોપકાર પરાયણતા, દાક્ષિણ્યતા, વિગેરે ગુણો આશ્ચર્ય ઉપજાવે તેવા કેળવ્યા હતા. તેનું ટૂંકું વર્ણન હવે કરીશું.

**વિહાર, આરાધના, ચાતુર્માસ અને શિષ્યાઓ**–ગૃહસ્થ જીવનમાં તેમણે વ્યવહારિક કેળવણી ઉપરાન્ત સાત વર્ષની નાની ઉમ્મરમાં જ પંચપ્રતિક્રમણ, નવસ્મરણ વિગેરે ધાર્મિક અભ્યાસ કરી લીધો હતો. **સાતમા વર્ષથી જ પ્રતિદિન સામાયિક, ઉભય ટાઇમ પ્રતિક્રમણ, દેવપૂજા, નવપદજીની શાશ્વતી ઓળી, જ્ઞાન પઞ્ચમીનો તપ, દીવાળીપર્વના છટ્ઠની આરાધના શરૂ કરી હતી. દશમા વર્ષથી વીશસ્થાનક તપનો પ્રારંભ અને બાર વર્ષની ઉમ્મરે પ્રથમ અટ્ઠાઇનો મહામંગળકારી તપ કર્યો હતો, કર્મસૂડણતપની આઠ ઓળી તો ત્યારે પૂર્ણ કરી હતી,** ઉપરાન્ત **દશ પચ્ચક્ખાણનો તપ પણ કર્યો હતો. જન્મથી અગીઆરમા વર્ષે શ્રીસિદ્ધગિરિરાજની નવાણું યાત્રા કરી હતી** અને **ત્યારથી જીવનભર ભોજનમાં સચિત્તનો ત્યાગ કર્યો હતો.**

દીક્ષા પછી ગુરૂની વૈયાવચ્ચ અને વિનય સાથે ધાર્મિક અભ્યાસ વિગેરે અભ્યન્તર તપ શરૂ કર્યો. ચાતુર્માસ પૂર્ણ થતાં વડીદીક્ષા માટે પૂ૦ ગુરૂણીની સાથે વિહાર કરતાં વડોદરા પાસે **છાણી** ગયાં અને ત્યાં બિરાજમાન

(તે કાળે) પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રીસિદ્ધિવિજયજી ગણિવર પાસે યોગોદ્વહન કરીને વડીદીક્ષા કરાવી. એ પ્રસङ્ગે તેઓનાં કુલીન માતાપિતાએ પણ જીવનભરનું બ્રહ્મચર્ય સ્વીકાર્યું, ત્યાંથી સં૦ ૧૯૬૧માં સુરત ગયાં, ચાતુર્માસ પણ ત્યાં કર્યું. એ ચાતુર્માસમાં સોળ છટ્ઠ કર્યા, તેઓના તપની વિશિષ્ટતા હતી કે તેઓ અટ્ઠમ સુધીનો દરેક તપ ચારે આહારના ત્યાગથી કરતાં, એકાસણાં, બેસણાં કે આયંબિલ વિગેરે પણ ઠામચોવિહાર કરતાં. ચાતુર્માસ પછી ગુરૂણી સાથે સિદ્ધાચલજી ગયાં. ત્યાં નવ્વાણુ યાત્રા કરી, સં૦ ૧૯૬૨નું ચોમાસું ત્યાં કર્યું, તેમાં છ વિગઇઓનો મૂળથી ત્યાગ કરવા સાથે સિદ્ધિતપ કર્યો. સં૦ ૧૯૬૩નું ચાતુર્માસ પણ ત્યાં રહ્યાં અને ચારે મહિના છ વિગઇઓના ત્યાગ સાથે સમવસરણની બારીઓનો તથા સિંઘાસનનો તપ કર્યો જાણે ગિરિરાજની છાયામાં કર્મ તોડવાની તીવ્ર ભાવના હોય તેમ સં૦ ૧૯૬૪નું ચાતુર્માસ પણ ત્યાં રહી છ વિગઈઓના ત્યાગપૂર્વક ચડતા ઉપવાસથી સત્તરમા ભગવાન સુધીના કુલ ૧૫૩ ઉપવાસ ચોવિહારથી કર્યા અને એ ત્રણવર્ષોમાં શ્રીગીરિરાજની નવાણુયાત્રાઓ પાંચ વાર કરી.

એમ કર્મનો ભાર હલકો કરી હલકા (નાજુક) શરીરવાળાં બનેલાં સા૦ તારાશ્રીજી વિહાર કરીને ભરૂચ જીલ્લામાં જનોર ગયાં. ત્યાં સં૦ ૧૯૬૫–૧૯૬૬ બે ચોમાસાં કર્યાં, પછી સં૦ ૧૯૬૭ સં૦ ૧૯૬૮ નાં બે ચોમાસાં સીનોર

(તા. વડોદરા)માં કર્યાં. ત્યાંથી વિ૦ સં૦ ૧૯૬૯માં વિહાર કરી બોરસદ ગયાં; ત્યાં વીસનગરીઆ શા. નગીનદાસ વેણીચંદનાં સુપુત્રી **પરસનબ્હેનને અષાઢ સુદ ૬ દીક્ષા અપાવી, પોતાનાં પ્રથમ શિષ્યા સા૦ કંચનશ્રીજી નામ રાખ્યું**, ચોમાસું ત્યાં રહ્યાં અને સં૦ ૧૯૭૦નું ચાતુર્માસ ખંભાત કરી અમદાવાદ ગયાં. ત્યાં સં. ૧૯૭૧ ના **ચાતુર્માસમાં ડહેલાવાળા પૂ૦ પં. શ્રી ધર્મવિજયજી ગણિવરની નિશ્રામાં ઉત્તરાધ્યયન અને આચારાંગ સૂત્રોના યોગ કર્યા.** સં૦ ૧૯૭૨નું ચાતુર્માસ પાટણ કર્યું, સં૦ ૧૯૭૩નું ચાતુર્માસ ધોલેરા કર્યું, સં૦ ૧૯૭૪નું ચાતુર્માસ બારડોલી તાલુકાના વરાડ ગામે કર્યું; ત્યાંથી વિહાર કરી સં. ૧૯૭૫માં **જનોરમાં બ્હેન પાર્વતીને દીક્ષા અપાવી પોતાનાં શિષ્યા સા૦ પદ્માશ્રી** નામ રાખ્યુ, ત્યાંથી વિહાર કરી સં૦ ૧૯૭૫નું ચોમાસું સુરત પાસે રાંદેરમાં કર્યું. ચોમાસા પછી શ્રી**કેસરીયાજી તીર્થની યાત્રા** કરી સં૦ ૧૯૭૬નું ચોમાસું અમદાવાદમાં કર્યું. એ વર્ષમાં જ ચાતુર્માસ પહેલાં પોતાનાં ગુરૂણીજી જેઠ વદ ૩ ના રોજ શ્રીપાલીતાણામાં કાલધર્મ પામ્યાં અને એક આશ્રય તૂટી ગયો. ધૈર્ય અને સત્ત્વથી સ્વાશ્રયી બનેલાં પૂ. સા૦ તારાશ્રીજીએ 'સંયોગનો વિયોગ અવશ્ય થાય જ છે,' એ વિવેકથી મનને શાન્ત કર્યું. તેઓના કાલધર્મ નિમિત્તે અમદાવાદ ડાહીની ખડકી નામે પ્રસિદ્ધ પોળના શ્રીજિનમન્દિરમાં શ્રાવકોએ અટ્ઠાઈ મહોત્સવ ઉજવ્યો અને ત્યાં રહી ચોમાસામાં પોતાનાં **ગુરૂબ્હેન સા૦ શ્રી–**

જયન્તીશ્રીજીને; **મોટા યોગ પૂ૦ આ૦ મહારાજ શ્રીવિજયસિદ્ધિસૂરીશ્વરજી પાસે કરાવ્યા.** સં૦ ૧૯૭૮ માં સાણંદ અને સં૦ ૧૯૭૯માં સુરત દેશાઈ પોળમાં ચોમાસું કર્યું. ત્યાં પોતાનાં ગુરૂજીનાં પુસ્તકોનો ભણ્ડાર તેઓની ભક્તિ-સ્મૃતિ નિમિત્તે તેઓના નામથી કરાવરાવ્યો. સં૦ ૧૯૮૦નું ચાતુર્માસ સાણંદ કર્યું. ત્યાં ચાતુર્માસમાં પૂ૦ આ૦ મ૦ શ્રીવિજયસિદ્ધિસૂરીશ્વરજીની છાયામાં ઉપધાન થયાં ત્યારે શ્રાવિકાઓને આરાધના કરાવી. ત્યાંથી પાલીતાણા જઈ **ગિરિરાજની નવાણુ યાત્રા કરી** પાછા ફરી સં૦ ૧૯૮૧-૧૯૮૨નું ચાતુર્માસ સુરતમાં કર્યું. સં૦ ૧૯૮૩ માં ચાતુર્માસ રાંદેર કરી પાટણવાળા **સંઘવી નગીનદાસ કરમચંદના છરીપાલતા સંઘ સાથે કચ્છ, વાગડ, ભદ્રેસરતીર્થ તથા જુનાગઢ ગિરનારજી વિ.ની યાત્રા કરી** અમદાવાદ આવ્યાં. ત્યાંથી ૧૯૮૪નું ચાતુર્માસ લીંચ અને ૧૯૮૫ નું અમદાવાદ કર્યું. વિ૦ સં૦ ૧૯૮૬માં ધોલેરા માં **ભુરીબ્હેનને દીક્ષા અપાવી. સા૦ ભુવનશ્રી** નામ રાખી પોતાનાં શિષ્યા બનાવ્યા, ચોમાસું અમદાવાદ કર્યું. ત્યાં સં૦ ૧૯૮૭ વૈશાખ સુદ ૩ ચાલીસ હજારવાળા શા. હરીલાલ નાગરદાસની પુત્રી મણીબ્હેનને દીક્ષા અપાવી સા૦ કંચનશ્રીનાં શિષ્યા તરીકે **સા૦ શ્રીમલયાશ્રીજી** નામ રાખ્યું. સં૦ ૧૯૮૭નું ચાતુર્માસ સુરત કર્યું. ત્યાં **શ્રીવર્દ્ધમાનતપનો આરમ્ભ કર્યો, ૧૧ ઓળી લાગટ કરી, છેલ્લે નવ ઉપવાસ કર્યા.** સં૦ ૧૯૮૮માં પાટણવાળા શા. મણીલાલ નાગરદાસનાં ધર્મપત્ની **ચંચળબ્હેનને** દીક્ષા અપાવી **સા૦**

**શ્રી ચારૂલતાશ્રી** નામ રાખી સા૦ શ્રીકંચનશ્રીજીનાં શિષ્યા કર્યાં તેની સાથે જ તેમની **બે પુત્રીઓ** બ્હેન **વસુમતી વર્ષ ૧૧,** બ્હેન **યશોમતી વર્ષ** ૯ બન્નેને દીક્ષા અપાવી અનુક્રમે **સા૦ વિદ્યાશ્રીજી અને સા૦ જયાશ્રીજી નામ રાખી સા. ચારૂલતાશ્રીજીનાં શિષ્યાઓ કર્યાં.** તે ચોમાસું સુરતમાં કરી અમદાવાદ આવી સં૦ ૧૯૮૯નું ચાતુર્માસ કર્યું. સં. ૧૯૯૦ના પોષ સુદ ૧૧ પાટણવાળા શા. ચુનીલાલ ન્યાલચંદનાં ધર્મપત્ની **રૂખીબ્હેનને** દીક્ષા આપી **પોતાનાં શિષ્યા સા૦ શ્રીરંજનશ્રી** નામ રાખ્યુ. પછી સા૦ મલયાશ્રીજીના વાર્ષિક તપના પારણા માટે શ્રીસિદ્ધાચળજી ગયાં, **નવાણુ યાત્રાઓ કરી** ચોમાસું પણ ત્યાં કર્યું, ત્યાંથી શ્રીગિરનારજી ગયાં. અને ત્યાં ૯૯ યાત્રાઓ કરી સં૦ ૧૯૯૧નું ચાતુર્માસ માંગરોળ કર્યું, ત્યાંથી અમદાવાદ આવી સં. ૧૯૯૨–૧૯૯૩નાં ચાતુર્માસ ત્યાં જ કરી મારવાડ પ્રદેશની યાત્રાએ ગયાં, પાછાં ફરીને સં. ૧૯૯૪નું ચાતુર્માસ બોરસદ કર્યું, અમદાવાદ આવી પુનઃ કાવી ગંધારતીર્થોની યાત્રા કરી સં૦ ૧૯૯૫નું ચાતુર્માસ સુરત કર્યું, પછી દમણ, દહેણું વિગેરેની યાત્રા કરી પુનઃ સુરત આવી છોટુભાઈ મંછુભાઈનાં ધર્મપત્ની **રમણબ્હેનને દીક્ષા અપાવી પોતાનાં શિષ્યા સા. શ્રીરાજેન્દ્રશ્રીજી નામ રાખ્યું.** સં. ૧૯૯૬નું ચોમાસું સુરત કર્યું. પછી અમદાવાદ ગયાં અને સં૦ ૧૯૯૭, ૧૯૯૮, ૧૯૯૯, એમ ત્રણ ચોમાસાં ત્યાં રહ્યાં, સં. ૨૦૦૦માં બોરસદમાં **પુષ્પા બ્હેનને દીક્ષા અપાવી સા૦**

**રત્નપ્રભાશ્રી** નામ આપી સા૦ મલયાશ્રીજીનાં શિષ્યા કર્યાં. પછી સુરતવાળા ઝવેરી મગનલાલ નવલચંદના ઉદ્યાપન પ્રસઙ્ગે સુરત ગયાં, ચોમાસું પણ ત્યાં રહ્યાં અને સં. ૨૦૦૧માં ત્યાં દક્ષિણવાળાં બાલબ્રહ્મચારિણી **કાન્તાબ્હેનને** દીક્ષા અપાવી **સા. ચારૂલતાશ્રીનાં શિષ્યા સા. જય-લતાશ્રી** નામ રાખ્યુ. સુરતથી અમદાવાદ આવી સા. શ્રીવિદ્યાશ્રીના વાર્ષિક તપના પારણા માટે પાલીતાણા ગયાં. નવાણુ યાત્રા કરી ચોમાસું પણ ત્યાં કરી અમદાવાદ આવ્યાં, ત્યાંથી સં. ૨૦૦૨નું ચોમાસું બોરસદ રહ્યાં. ત્યાંથી ગંધા-રતીર્થની યાત્રા કરી સુરતમાં છોટુભાઈ મંછુભાઇને પ્રતિષ્ઠા કરવાની હોવાથી સુરત ગયાં. સં. ૨૦૦૩ની સાલનું ચોમાસું ત્યાં કરી, દમણની યાત્રા કરી અમદાવાદ આવ્યાં, ત્યાં ૨૦૦૪નું ચોમાસું કર્યું, ચોમાસા પછી બોરસદના શા. માણેકલાલ ફૂલચંદનાં બાલબ્રહ્મચારિણી પુત્રી **સુશીલાબ્હેનને** દીક્ષા અપાવી પોતાનાં શિષ્યા **સા૦ મૃદુલાશ્રી નામ** આપ્યું. વિહાર કરી સુરત ગયાં, ત્યાં સં૦ ૨૦૦૫ના ફાગણ સુદ ૩ ચમ્પકલાલ ઝવેરચંદનાં બાલબ્રહ્મચારિણી સુપુત્રી **કુસુ-મબ્હેનને** દીક્ષા અપાવી સા૦ **વિદ્યાશ્રીજીનાં શિષ્યા સા૦ ચંદ્રગુપ્તાશ્રી** નામ આપ્યુ, અમદાવાદ આવી ચોમાસું ત્યાં કર્યું, પુનઃ સં૦ ૨૦૦૬માં સુરત ગયાં, ત્યાં માગસર સુદ ૧૦ના દિને સુખડીઆ મોહનલાલ મગનલાલનાં બાલ બ્રહ્મચારિણી સુપુત્રી **તરૂલતાબ્હેનને** પૂ૦ આચાર્ય મહારાજ શ્રીવિજયરામચંદ્રસૂરિજીના હસ્તે દીક્ષા અપાવી **પોતાનાં શિષ્યા સા. દક્ષાશ્રી** કર્યાં, વિહાર કરી જલાલપુર ગયાં,

ત્યાં શા. જીવરાજ હજારીમલનાં બાલબ્રહ્મચારિણી સુપુત્રી **કુસુમબ્હેનને** ફાગણ સુદ ૧૩ પૂ૦ આ.શ્રીવિજયભુવન-તિલકસૂરિજીના હાથે દીક્ષા અપાવી **સા૦ વિદ્યાશ્રીનાં શિષ્યા સા૦ વિદ્યુત્પ્રભાશ્રી** નામ આપ્યું. વિહાર કરી અમદાવાદ આવ્યાં, ત્યાં સુરતવાળા હીરાભાઇ ઘેલાભાઈનાં બાલબ્રહ્મચારિણી સુપુત્રી **પુષ્પાબ્હેનને** પૂ૦ દાદામહારાજના હાથે વૈશાખ સુદ ૬ના દિને દીક્ષા અપાવી **પોતાનાં શિષ્યા સા. શ્રીરક્ષાશ્રી** કર્યાં. ત્યાંથી બોરસદ ગયાં, ત્યાં સીસવાવાળા અમૃતલાલ અમીચંદનાં બાલબ્રહ્મચારિણી સુપુત્રી **ધીરજબ્હેનને** દીક્ષા અપાવી **સા. કંચનશ્રીનાં શિષ્યા સા. કમળપ્રભાશ્રી** નામ રાખ્યું. ત્યાંથી અમ-દાવાદ આવી ચોમાસું કરી ત્યાંથી સાચા દેવની પ્રતિષ્ઠા પ્રસઙ્ગે માતર ગયાં, ત્યાંથી બોરસદ જઈ શા. માણેકલાલ ફીલાચંદનાં બાલબ્રહ્મચારિણી સુપુત્રી **પુષ્પાબ્હેનને** વૈશાખ સુદ ૧૫ દીક્ષા અપાવી **પોતાનાં શિષ્યા સા. નયપ્રભાશ્રી** કર્યાં, ત્યાંથી અમદાવાદ આવ્યાં. સં. ૨૦૦૭-૨૦૦૮નાં ચોમાસાં ત્યાં કર્યાં, સં. ૨૦૦૯માં બીમારી આવી, પેટમાં સામાન્ય ગાંઠ જેવું દર્દ થયું, મહા માસમાં અશાતાવેદ-નીયનું જોર વધ્યું. ૨૦૦૮માં ચોમાસા માટે પાલીતાણા તથા મારવાડ પ્રદેશમાં ગયેલાં સા૦ કંચનશ્રીજી, સા. ચારૂ-લતાશ્રીજી શીઘ્ર વિહાર કરી અમદાવાદ આવી પહોંચ્યાં. પુનઃ પુણ્યોદય તપોબળે દર્દ મન્દ પડ્યું અને **બાહ્ય ઔષધની ઉપેક્ષા કરી વર્ધમાનતપની ૬૦-૬૧-૬૨ ત્રણ ઓળી લાગટ કરી-ડોકટરો-વૈદ્યો અને ભક્તગણ**

તેમની શ્રદ્ધાને જોઈ આશ્ચર્ય પામ્યા. એક જ શ્રદ્ધા હતી કે તપથી કર્મો ખપે ત્યારે જ રોગ શમે, બાહ્ય ઔષધ તો અપવાદ છે, નિમિત્ત માત્ર છે. વીતરાગદેવનું ઔષધ સર્વ રોગોને હણી શાશ્વત આરોગ્ય આપી શકે છે તો તેની ઉપેક્ષા કેમ કરાય? ચાલુ માંદગીમાં છ મહિનાથી પણ વધુ ઠામચોવિહાર આંબીલ અને ચિત્તની પ્રસન્નતા સત્ત્વશાળીઓને પણ આશ્ચર્યચકિત કરી દેતી હતી. એથી ય વધુ તો અનુમોદનીય એ હતું કે દાક્ષિણ્યગુણનિધિ તેઓએ સા. ચારૂલતાશ્રી આદિને જવાની અનિચ્છા છતાં સંઘના આગ્રહથી ડભોઇ ચાતુર્માસ માટે મોકલ્યાં. સં. ૨૦૦૯નું ચોમાસું અમદાવાદમાં આરાધનાપૂર્વક પૂર્ણ કર્યું અને સં. ૨૦૧૦માં મહા વદ ૨ના રોજ બોરસદમાં બાલબ્રહ્મચારિણી બ્હેન ઇન્દુને મુનિ શ્રીકૈલાસવિજયજીના હસ્તે દીક્ષા અપાવી પોતાનાં છેલ્લાં શિષ્યા સા. મોક્ષાનન્દશ્રીજી નામ આપ્યું. તે વર્ષે વર્ધમાનતપની ૬૩-૬૪ એ ઓળી કરી, ચોમાસા માટે સંઘના આગ્રહથી સં૦ ૨૦-૧૦ના ચાતુર્માસ માટે સા૦ ચારૂલતાશ્રી આદિને પાલીતાણા અને સા૦ રત્નપ્રભાશ્રી આદિ ત્રણને બોરસદ મોકલ્યાં, ગુરૂણીની માંદગી છતાં તેઓની ઈચ્છાને માન આપી દુઃખાતા દીલે સાધ્વીજીઓ ગયાં. એમ જાણે ભવિષ્યનો વિરહ વેઠવાની તેઓમાં શક્તિ ખીલવવા માટે જ આ પ્રયોગ કરતાં હોય તેમ માંદગી છતાં પોતાની પાસે થોડાં સાધ્વીજીને રાખી બીજાને વિહાર કરાવતાં જ રહ્યાં.

પોતે અમદાવાદમાં માંદગીમાં પણ ખૂબ આરાધના કરી ચોમાસું નિર્વિઘ્ને પૂર્ણ થયું. સં૦ ૨૦૧૧માં તેઓનાં ગુરૂ-બ્હેનને બીમારી થઈ. તેમની પાસે રહી પોતે બીમાર છતાં સુન્દર આરાધના કરાવી. તેઓશ્રીનો પરિચય પણ અહીં આપવા જેવો છે.

## સાધ્વીજી શ્રીજયન્તીશ્રી.

સુરત શહેરના સુશ્રાવક કાલીદાસનાં ધર્મપત્ની શિવ-કોરબ્હેનની કુક્ષિથી તેઓનો જન્મ થયો હતો. ગૃહસ્થપ-ણાનું નામ ખીમકોરબ્હેન હતું, તેઓને એક ભાઈ અને બીજાં ત્રણ બ્હેનો હતાં, ભોગ કર્મના ઉદયે લગ્ન થયા પછી એક પુત્રનો જન્મ થયો અને પતિ મરણ પામ્યા, વૈરાગી છતાં સંસારનાં બન્ધનથી બંધાએલાં તેઓ દીક્ષા લઈ શકયાં નહિ. ૧૯ વર્ષની ઉમ્મરે પુત્ર પણ મરણ પામ્યો. સંસારની કેવી વિચિત્ર દશા છે, જેના પાલન-પોષણ અને રક્ષણમાં મનુષ્ય મોંઘું જીવન ગુમાવે છે તે અનિત્ય વસ્તુ ક્ષણમાં ચાલતી થાય છે અને અનેક વ્યર્થ આશાઓના મ્હેલો તૂટી પડે છે. ખીમકોર બ્હેનને પુત્રના મરણથી વૈરાગ્ય વધુ દૃઢ થયો અને બન્ધન તૂટી જવાથી પોતાની લક્ષ્મીનો જિનમૂર્તિની પ્રતિષ્ઠા, ઉદ્યાપન, અષ્ટોતરી મહોત્સવ, વિગેરે ધર્મકાર્યોમાં વ્યય કરી પૂ૦ ગુરૂણીજી શ્રીખાન્તીશ્રી મહા-રાજની શિષ્યા સા૦ જયન્તીશ્રી નામ રાખી દીક્ષિત થયાં. તેઓનાં બીજાં બ્હેનો પૈકી હીરાકોર બ્હેન પણ પૂ૦ શ્રી-મોહનલાલજી મહારાજની આજ્ઞાવર્તી સા૦ હેમશ્રી પાસે

પ્રતિક્રમણ કર્યું, સંથારાપોરિસી ભણાવી શયન કર્યું, શરીરને અસમાધિ ભલે હોય, તેઓને તો ઉંઘ કે અસમાધિ કંઈ હતું જ નહિ, ધ્યાનમાં લીન બન્યાં, અન્ય સાધ્વીઓ કેટલાંક નિદ્રાધીન થયાં, કેટલાંક પાસે બેસી રહ્યાં, રાત્રિના સાડા અગીઆર વાગતાં પૂછ્યું, 'કેટલા વાગ્યા ?' પાસે બેઠેલાં સા૦ શ્રીકંચનશ્રીએ કહ્યું, 'બાર હવે વાગશે, કંઇ કામ હોય તો કહો, આપને પડખું બદલવું છે ?' હા, કહી અને પડખું ફેરવાવ્યું. કંઈક શ્વાસોચ્છ્વાસ વધ્યા, સાધ્વીજીઓ બધાં જાગ્રત થઈ ગયાં અને દશ મિનીટ પછી શ્રીસિદ્ધાચળજીનું, શ્રીગિરનારજીનું અને શ્રીપંચ પરમેષ્ઠિ નમસ્કાર મહામંત્રનું ધ્યાન કરતાં આંખ મીંચી તે મીંચી, છેલ્લો શ્વાસ પૂર્ણ થયો અને કાયમી વિરહ થયો.

એમ અમારો પૂ૦ ઉપકારી આધાર ચાલ્યો ગયો, આજે પણ તેઓના ઉપકારનાં ઋણી અમે જ્યારે જ્યારે તેમની સ્મૃતિ થાય છે ત્યારે ભાવવન્દન કરી સન્તોષ માનીએ છીએ.

**ઉપસંહાર**–તેઓ પર્યુષણા મહાપર્વની આરાધના માટે પ્રતિવર્ષે અટ્ઠાઈનો તપ કરતાં, છેલ્લાં વીશેક વર્ષ છોડીને ૧૨ વર્ષની ઉમ્મરથી પ્રતિવર્ષે અટ્ઠાઇઓ કરી હતી, છેલ્લાં ૨૫ વર્ષોમાં પ્રતિદિન દિવસે ત્રણ કલાક ચારે આહારનો ત્યાગ કરતાં, બાહ્ય ઉપચાર તરીકે કોઈ તેલ, બામ વિગેરે પણ ચોળાવતાં નહિ.

તેઓ અલ્પ કપાયી હતાં, કદી પણ તેમના વચનમાં કે વદનમાં વિકાર થતો નહિ, અર્થાત્ તેઓની સદૈવ મધુર

અને હિતકર વાણી તથા પ્રસન્ન મુખાકૃતિ કદી પણ ન ભૂલાય તેવી હતી.

પોતાના આશ્રિત વર્ગના આત્મ વિકાસ માટે સતત પ્રયત્નશીલ હતાં. એટલું જ નહિ, ગુરૂ તરીકે વડીલ છતાં પોતાની મર્યાદાને જાળવીને હંમેશાં ન્હાનામાં ન્હાનાં સાધ્વીની પણ સંભાળ ભાવપૂર્વક રાખતાં. પઠન–પાઠન વિગેરે શાસ્ત્રાભ્યાસ વિગેરેમાં સર્વને અનુકૂળતા આપવા માટે કોઈ કોઈ વાર ભણનારાઓનું કાર્ય પણ પોતે કરી લેતાં.

ગુરૂભક્તિ અને દેવદર્શનની પ્રીતિ તો અવર્ણનીય હતી. સવારે હરરોજ શહેરનાં મુખ્ય ગણાતાં મંદિરોમાં જિનદર્શન કર્યા વિના કે અમુક ઉપાશ્રયોમાં બિરાજમાન પોતાના ઉપકારી ગુરૂઓને વન્દન કર્યા વિના તેઓને સન્તોષ થતો જ નહિ, એક વાર જવા છતાં વન્દન ન થયું હોય તો ફરી જાય, તેમ છતાં ન મળે તો ગુરૂના આસનને વન્દન કરે, એમ એ પરમ ઉપકારી દેવ–ગુરૂના આલમ્બને આરાધક બનેલાં પોતે વૃદ્ધાવસ્થા સુધી પણ એ નિત્યકર્મમાં ખૂબ ઉત્સાહ ધરાવતાં. અધિકારી છતાં ગમે તે સારી વસ્તુનો ઉપયોગ પોતે નહિ કરતાં બીજાને આપવામાં પોતાનૃં કર્તવ્ય માનતાં.

ઔચિત્ય ગુણ એમના જીવનનો શણગાર હતો, અન્ય સમુદાયના પણ દીક્ષાદિ શુભ પ્રસંગે સ્વયં હાજર રહેતાં, અન્ય ઉપાશ્રયમાં કોઈ સાધ્વીને બીમારી કે અગવડ હોય ત્યારે તો બધું કાર્ય છોડી ત્યાં પહોંચી જતાં, તે પણ અડધો કલાક માત્ર વ્યવહાર સાચવવા પુરતું જ નહિ

## સા. શ્રીખાન્તીશ્રીજીનો શિષ્યાદિ પરિવાર

| ગુરૂનું નામ | શિષ્યાઓ |
|---|---|
| ×સા૦ ખાન્તીશ્રીજી | ૧–×સા૦ તારાશ્રીજી ૨–×સા૦ જયન્તીશ્રીજી |
| ×સા૦ તારાશ્રીજી | ૧–સા૦ કંચનશ્રી, ૨–×સા૦ રંજનશ્રી ૩–સા૦ રાજેન્દ્રશ્રી ૪–સા૦ મનોરમાશ્રી× ૫–મૃદુલતાશ્રી ૬–દક્ષાશ્રીજી ૭–સા૦ રક્ષાશ્રીજી ૮–સા૦ નયનપ્રભાશ્રીજી ૯–સા૦ મોક્ષાનન્દાશ્રીજી. |
| ×સા૦જયન્તીશ્રી | ૧–સા૦ પ્રજ્ઞાશ્રીજી ૨–સા૦ પ્રવીણશ્રી. |
| સા૦ કંચનશ્રી | ૧–સા૦ મલયાશ્રી× ૨–સા૦ ચારૂલતાશ્રી ૩–સા૦ કમલપ્રભાશ્રી |
| સા૦ મલયાશ્રી× | સા૦ રત્નપ્રભાશ્રી. |
| સા૦ ચારૂલતાશ્રી | ૧–સા૦ વિદ્યાશ્રી, ૨–સા૦ જયાશ્રી, ૩–સા૦ જયલતાશ્રી |
| સા૦ વિદ્યાશ્રી | ૧–સા૦ ચંદ્રગુપ્તાશ્રી, ૨–સા૦ વિદ્યુતપ્રભાશ્રી |

× નિશાનીવાળાં કાળધર્મ પામેલાં છે.



॥ अर्ह ॥

अनन्तलब्धिनिधानाय श्रीगौतमस्वामिने नमः ।

। सुगृहीतनामधेयश्रीविजयसिद्धिसूरीश्वरेभ्यो नमः।

# श्रमण क्रिया सूत्रसन्दर्भः सार्थः

## ॥ श्रीऋषिमण्डलस्तोत्रम् ॥

(વિનયાદિ ગુણવાળા યોગ્ય આત્માને ઓછામાં ઓછાં ત્રણ આયંબિલ કર્યા પછી આ સ્તોત્રને વાંચવા ભણવા માટે અધિકારી કહ્યો છે.)

आद्यन्ताक्षरसंलक्ष्य-मक्षरं व्याप्य यत्स्थितम् ।
अग्निज्वालासमं नाद-बिन्दु-रेखासमन्वितम् ॥ १ ॥
अग्निज्वालासमाक्रान्तं, मनोमलविशोधनम् ।
देदीप्यमानं हृत्पद्मे, तत्पदं नौमि निर्मलम् ॥ २ ॥

---

**અર્થ**:—પહેલા અને છેલ્લા (અ–હ) અક્ષરોથી જે ઓળખાય છે, તેની વચ્ચે સર્વ અક્ષરો રહેલા હોવાથી જે સર્વ અક્ષરોમાં વ્યાપક રહેલું છે, અને જે અગ્નિની જ્વાલા સમાન, નાદ એટલે અર્દ્ધચંદ્રકાર (ˇ), બિન્દુ અને રેખા (રેફ) (ˇ) થી સુશોભિત છે (૧)

અગ્નિની જ્વાલાની જેમ હૃદયકમળમાં વ્યાપીને રહેલું તે 'अर्हं' પદ મનના સર્વ મેલની શુદ્ધિ કરનારૂં છે, તે દેદીપ્યમાન અને નિર્મળ 'अर्हं' પદને હું નમસ્કાર કરૂં છું. (૨)

अर्हमित्यक्षरं ब्रह्म, वाचकं परमेष्ठिनः
सिद्धचक्रस्यादिबीजं, सर्वतः प्रणिदध्महे ॥ ३ ॥
ॐ नमोऽर्हद्भ्य ईशेभ्य, ॐ सिद्धेभ्यो नमो नमः
ॐ नमः सर्वसूरिभ्य, उपाध्यायेभ्य ॐ नमः ॥ ४ ॥
ॐ नमः सर्वसाधुभ्य, ॐ ज्ञानेभ्यो नमो नमः
ॐ नमस्तत्त्वदृष्टिभ्य-श्चारित्रेभ्यस्तु ॐ नमः ॥ ५ ॥
श्रेयसेऽस्तु श्रियेऽस्त्वेत-दर्हदाद्यष्टकं शुभम् ।
स्थानेष्वष्टसु विन्यस्तं, पृथग् बीजसमन्वितम् ॥ ६ ॥

---

'अर्हं' એવું એ પદ અક્ષર ( અવિનાશી ) છે, બ્રહ્મ (સિદ્ધ)સ્વરૂપ છે, અરિહંતાદિ પંચ પરમેષ્ઠિનું વાચક છે, અને શ્રી સિદ્ધચક્ર મંડળના મધ્યમાં રહેલું તે સિદ્ધચક્રનું પ્રથમ બીજ છે (સિદ્ધચક્રનાં બીજાં સર્વ પદો એમાં વ્યાપેલા છે), તેનું અમે સર્વ પ્રકારે પ્રણિધાન (પ્રાર્થના-ધ્યાન) કરીએ છીએ. (૩)

હવે એજ પ્રણિધાન કરતાં કહે છે કે—

૧ ઈશ્વર એવા અરિહંતને હું પ્રણવ પૂર્વક નમસ્કાર (ॐ नमः) કરૂં છું, એ રીતે ૨–સિદ્ધોને 'ॐ नमो नमः' ૩–સર્વ આચાર્યોને 'ॐ नमः', ૪–શ્રી ઉપાધ્યાયોને 'ॐ नमः', ૫ સર્વ સાધુઓને 'ॐ नमः', ૬–શ્રી જ્ઞાન-ગુણને 'ॐ नमः', ૭–શ્રી તત્ત્વદૃષ્ટિ (સમ્યગ્ દર્શન) ગુણને 'ॐ नमः', અને ૮–શ્રી ચારિત્ર ધર્મને પણ 'ॐ नमः' નમસ્કાર કરૂં છું. (૪–૫)

आद्यं पदं शिखां रक्षेत्, परं रक्षेत्तु मस्तकम् ।
तृतीयं रक्षेन्नेत्रे द्वे, तुर्यं रक्षेच्च नासिकाम् ॥ ७ ॥
पञ्चमं तु मुखं रक्षेत्, षष्ठं रक्षेच्च घण्टिकाम् ।
सप्तमं रक्षेन्नाभ्यन्तम्, पादान्तं रक्षेच्चाष्टमम् ॥ ८ ॥
"ॐ ह्राँ ह्रीँ ह्रुँ ह्रूँ ह्रेँ ह्रैँ ह्रौँ ह्रः"
ॐ अ-सि-आ-उ-सा-ज्ञान-दर्शन-चारित्रेभ्यो ह्रीँ नमः॥

---

જુદા જુદા બીજાક્ષરોથી (હ્રાઁ હ્રીઁ વિગેરેથી) યુક્ત (નીચે કહીશું તે શિખા વિગેરે) આઠ સ્થાનોમાં સ્થાપન કરેલું અર્હત્-સિદ્ધ આદિ આઠ પદોનું એ શુભ અષ્ટક કલ્યાણને કરનારૂં તથા બાહ્ય-અભ્યન્તર લક્ષ્મીને કરનારૂં થાઓ ! અર્થાત્ કલ્યાણ અને લક્ષ્મીને કરો. (૬)

**હવે આઠ સ્થાનોમાં આઠ પદોની સ્થાપના સાથે પ્રણિધાન કરે છે.**

પહેલું (અરિહંત) પદ મસ્તકની શિખાનું રક્ષણ કરો, બીજું (સિદ્ધ) પદ મસ્તકનું રક્ષણ કરો, ત્રીજું (સૂરિપદ) બે નેત્રોની રક્ષા કરો; અને ચોથું (ઉપાધ્યાય) પદ; નાસિકાની રક્ષા કરો. (૭)

પાંચમું (સાધુપદ) મુખની રક્ષા કરો, છઠ્ઠું (જ્ઞાન-પદ) ગળાની રક્ષા કરો, સાતમું (દર્શન પદ) નાભિ સુધી રક્ષા કરો અને આઠમું (ચારિત્ર પદ) નીચે પગ સુધી રક્ષણ કરો. (૮).

पूर्वं प्रणवतः सान्तः, सरेफो द्वयब्धिपञ्चषान् ।
सप्ताष्टदशसूर्याङ्कान्, श्रितो बिन्दुस्वरान् पृथक् ॥ ९ ॥
पूज्यनामाक्षरा आद्याः, पञ्चैते ज्ञानदर्शन–
चारित्रेभ्यो नमो मध्ये, ह्रीँ सान्तः समलङ्कृतः ॥१०॥

---

ॐ ह्राँ ह्रीँ ह्रूँ ह्रुँ ह्रेँ ह्रैँ ह्रौँ ह्रः એ ॐ સહિત આઠ બીજાક્ષરો રૂપ નવ અક્ષરનો ઋષિમણ્ડલસ્તવનો મૂલ મંત્ર છે અને '**ॐ अ–सि–आ–उ–सा–ज्ञान–दर्शन–चारित्रेभ्यो ह्रीँ नमः**' એ અઢાર અક્ષરોનો ઋષિમંડળનો વિદ્યામંત્ર છે.

હવે એ બીજાક્ષરોને અને વિદ્યામંત્રને બનાવવાનો ઉપાય કહે છે.

પૂર્વે પ્રણવ (ॐ) ને સ્થાપીને સકારને અન્તે (છેલ્લો) રહેલો ह અક્ષર રેફ (र्) સહિત એક બિન્દુ અને 'બીજો સ્વર आ, ચોથો ई પાંચમો उ છઠ્ઠો ऊ સાતમો ए આઠમો ऐ દશમો औ અને બારમો अः' એ સ્વરોથી યુક્ત જુદો જુદો લખવો, અર્થાત્ ह् ની સાથે र् જોડીને જુદા જુદા તે તે સ્વરો યુક્ત કરવો અને ઉપર બિન્દુ ँ કરવું એમ કરવાથી આઠ બીજાક્ષરો બનશે, તેને ॐ પૂર્વક '**ॐ ह्राँ अर्हद्भ्यो नमः ॐ ह्रीँ सिद्धेभ्यो नमः ॐ ह्रुँ आचार्येभ्यो नमः** વિગેરે જુદા જુદા આઠ પ્રકારો લખવા. (૯)

હવે વિદ્યામન્ત્રનો ઉપાય જણાવે છે.

પૂજ્ય એવાશ્રી પંચ પરમેષ્ઠિનાં નામોના પ્રથમ અક્ષરો 'अ–सि–आ–उ–सा' એ પાંચ પછી **ज्ञान–दर्शन–चारित्रेभ्यो**

जम्बूवृक्षधरो द्वीपः, क्षारोदधि समावृतः ।
अर्हदाद्यष्टकैरष्ट–काष्ठाधिष्ठैरलङ्कृतः ॥ ११ ॥

(¹वीजमिति ऋषिमण्डलस्तवयन्त्रस्य मूलमन्त्रः, आराधकस्य शुभनवबीजाक्षरः, अष्टादश विद्याक्षरः, एवमेकत्र सप्तविंशतिरक्षरः)

---

**नमः** અને તેની મધ્યમાં (**नमः** ની પૂર્વે) સકારને અન્તે રહેલો **ह्** નાદ–બિન્દુ–કળા–રકાર અને ઈકારથી અલંકૃત એટલે **ह्रीँ** લખવો. અહીં પણ '**पूर्वं प्रणवतः**' એ નવમા શ્લોકના પદની અનુવૃત્તિથી પૂર્વે ૐ લખવો. એથી ૐ **अ–सि–आ–उ–सा–ज्ञान–दर्शन चारित्रेभ्यो ह्रीँ नमः** એવો અઢાર અક્ષરોનો વિદ્યામંત્ર બનશે. ૧૦

**હવે ઋષિમણ્ડલસ્તવના મણ્ડલની રચનાનો ઉપાય જણાવે છે,**

જમ્બૂવૃક્ષને ધારણ કરનારો લવણ સમુદ્રથી વિંટાયેલો 'જમ્બૂદ્વીપ' નામનો દ્વીપ આઠ દિશાઓમાં રહેલાં 'અર્હત્' આદિ આઠ પદોના અષ્ટકથી સુશોભિત બનાવવો. અર્થાત્ મધ્યમાં ગોળ થાળી આકારે મંડલ રૂપ જમ્બૂદ્વીપનો આકાર કરી તેની ચારે તરફ ફરતો લવણ સમુદ્રનો આકાર વલય રૂપે બનાવવો અને તે વલયમાં પૂર્વાદિ આઠ દિશાઓમાં અનુક્રમે 'ૐ **ह्रीँ अर्हद्भ्यो नमः**' વિગેરે આઠ પદો આલેખવાં. (૧૧)

---

૧ ઉપર પ્રમાણે ઋષિમણ્ડલ સ્તવયંત્રના બીજ રૂપ મૂળ મંત્ર જાણવો. તેમાં આરાધકનું શુભ કરનારા નવ બીજાક્ષરો અને અઢાર વિદ્યાક્ષરો છે, એમ કુલ સત્તાવીશ અક્ષરો છે.

तन्मध्ये सङ्गतो मेरुः, कूटलक्षैरलङ्कृतः ।
उच्चैरुच्चैस्तरस्तार–तारामण्डलमण्डितः ॥ १२ ॥
तस्योपरि सकारान्तं, बीजमध्यास्य सर्वगम् ।
नमामि बिम्बमार्हन्त्यं, ललाटस्थं निरञ्जनम् ॥ १३ ॥
अक्षयं निर्मलं शान्तं, बहुलं जाड्यतोज्झितम् ।
निरीहं निरहङ्कारं, सारं सारतरं घनम् ॥ १४ ॥

---

એની મધ્યમાં રહેલા, લાખો કૂટોથી શોભતા, અત્યંત ઊંચા અને દેદીપ્યમાન તારામંડલ (જ્યોતિશ્ચક્ર) થી શોભતા મેરૂ પર્વતની સ્થાપના (કલ્પના) કરવી. (૧૨)

તેની ઉપર સકારને અંતે રહેલું 'ह्रीं' જે ઋષિમંડલનું બીજ છે, સમસ્ત જગતમાં (લૌકિક લોકોત્તર વ્યવહારોમાં, કે જ્ઞાનગુણ દ્વારા સર્વ જ્ઞેયોમાં) વ્યાપક છે, તેને લલાટસ્થં=મેરૂ ચૂલા ઉપર સ્થાપન કરીને તેમાં રહેલા નિરંજન=ઘાતીકર્મરૂપ અંજન રહિત ચોવીસ જિનેશ્વરોના 'આર્હન્ત્યં' એટલે અરિહંતપણું છે જેમાં એવા તે બિમ્બને નમસ્કાર કરૂં છું. (૧૩)

હવે એ આર્હન્ત્ય બિમ્બ કેવું છે તે કહે છે,

જ્ઞાનાદિ ગુણોથી **અવિનશ્વર**, બાહ્ય અભ્યંતર મેલ

---

* ૧૪ થી ૧૯ સુધીના શ્લોકોનો ભાવાર્થ પ્રાપ્ત આધારોને લક્ષ્યમાં રાખી યથામતિ લખેલો છે, છતાં તે પર્યાપ્ત નથી, એનો સાર સમજવો અતિગહન છતાં આરાધક બાળ બુદ્ધિ જીવોના સંતોષ માટે લખેલો હોવાથી વિશેષ જ્ઞાનીઓ પાસેથી એનો વિશેષ અર્થ પ્રાપ્ત થાય તેટલો મેળવવા યથાશક્ય પ્રયત્ન કરવો.

अनुद्धतं शुभं स्फीतं, सात्त्विकं राजसं मतम् ।
तामसं चिरसम्बुद्धं, तैजसं शर्वरीसमम् ॥ १५ ॥
साकारं च निराकारं, सरसं विरसं परम् ।
परापरं परातीतं, परंपरपरापरम् ॥ १६ ॥

રહિત **નિર્મળ,** ઘાતી કર્મોના ઉદયના અભાવે **શાન્ત,** સર્વ તીર્થંકરોનું એક સ્વરૂપ હોવાથી સર્વ ચોવિશીઓમાં **વિસ્તરેલું,** અજ્ઞાનરૂપ **જાડ્યતા રહિત,** મતિજ્ઞાનનો પ્રકાર **ઈહા અથવા ઈચ્છા રહિત, અહંકાર રહિત,** માટે સ્વયં **શ્રેષ્ઠ,** જગતને જ્ઞાનરૂપ લોચનનું દાન દેવાથી **અતિશ્રેષ્ઠ,** આત્મપ્રદેશોથી ઘનીભૂત માટે '**ઘન**' (સિદ્ધ સ્થાનમાં અનંત આત્માઓ સાથે એક અવગાહનામાં રહેલું) છે. (૧૪)

વળી **ઉદ્ધતપણાથી રહિત,** તીર્થંકર નામ કર્મના ઉદયને યોગે **શુભ,** સર્વદેવોના ત્રણ કાળના રૂપ કરતાં ય અતિશય રૂપવાળું હોવાથી સ્ફીત એટલે **દેદીપ્યમાન,** આત્માના અનંત વીર્યરૂપ **સત્ત્વગુણવાળું,** ત્રણે જગતના નાથ રૂપે માન્ય હોવાથી **રજોગુણી,** કર્મરૂપ શત્રુઓનું નાશક માટે **તમોગુણવાળું, ત્રૈકાલિક-ચિરજ્ઞાનવાળું,** (અથવા જ્યાં 'विरसं-बुद्धं' એવો પાઠાન્તર છે ત્યાં શૃંગારાદિ રસરહિત, અને જ્ઞાનવાળું એમ અર્થ સમજવો) પૂર્ણિમાની રાત્રિની જેમ **તેજવાળું** (શાન્ત પ્રકાશ કરનારું) (૧૫)

વળી અવગાહના હોવાથી **આકારવાળું** છતાં સિદ્ધાપેક્ષાએ અરૂપી હોવાથી **નિરાકાર** છે. આત્મગુણોના રસનો

एकवर्णं द्विवर्णं च, त्रिवर्णं तुर्यवर्णकम् ।
पञ्चवर्णं महावर्णं, सपरं च परापरम् ॥ १७ ॥

અનુભવ કરનાર માટે **રસવાળું** છતાં શ્રૃંગાર વિગેરે કે મધુર વિગેરે બાહ્ય રસોના અભાવે **રસ રહિત** છે, સર્વ-જીવોથી **પર** છે, વળી એક અવગાહનામાં અનંત સિદ્ધો ભેગા રહેતા હોવાથી ભાવિ નયની અપેક્ષાએ 'પરથી અપર' એટલે **એકસ્વરૂપ** છે, 'પર' એટલે પુદ્ગલ દ્રવ્યથી સર્વથા રહિત હોવાથી **પરાતીત** છે અને 'પરંપર' એટલે ગુણસ્થાનકના ક્રમે અથવા સમ્યગ્દર્શન, જ્ઞાન, અને ચારિત્ર, એ ગુણોના ક્રમે 'પર' એટલે ઉત્તમ બનેલું છતાં તે ક્રમથી અપર છે એમ **'પરંપર પરાપર'** છે. (૧૬)

દરેક તીર્થંકરોમાં પંચપરમેષ્ઠિ રહેલા* છે માટે અરિહંતરૂપે **એક શ્વેત વર્ણવાળું**, અરિહંત-સિદ્ધ બે રૂપે શ્વેત-રક્ત **બે વર્ણવાળું**, અરિહંત-સિદ્ધ-આચાર્ય ત્રણ પદોના શ્વેત-રક્ત અને પીત-એમ **ત્રણ વર્ણવાળું**, તેમાં ઉપાધ્યાયપદ મેળવતાં શ્વેત-રક્ત-પીત-લીલ એમ **ચાર વર્ણવાળું** અને સાધુપદ મેળવતાં શ્વેત-રક્ત-પીત-લીલ અને કૃષ્ણ એમ **પાંચ વર્ણવાળું** છે, ચોવીસ

* અરિહંત પણાની ઋદ્ધિ ભોગવવાથી અરિહંત, જ્ઞાનાદિ ગુણોની સિદ્ધિ કરવાથી સિદ્ધ, ઉપદેશ દેવાથી આચાર્ય, શિષ્યોને વિનયાદિ કરાવનાર-શિખવાડનાર માટે ઉપાધ્યાય, અને વ્યવહાર ચારિત્ર પાળવાથી સાધુ, એમ અરિહંતમાં પાંચેય પરમેષ્ઠિઓ રહેલા છે (વ્યવહારભાષ્ય)

सकलं निष्कलं तुष्टं, निर्वृतं भ्रान्तिवर्जितम् ।
नि(नी) रञ्जनं निराकाङ्क्षं, निर्लेपं वीतसंश्र(श)यम् ॥१८॥
ईश्वरं ब्रह्म सम्बुद्धं, शु(बु)द्धं सिद्धं मतं गुरुम् ।
ज्योतीरूपं महादेवं, लोकालोकप्रकाशकम् ॥ १९ ॥

---

તીર્થંકરોના પાંચેય વર્ણોવાળું હોવાથી **મહાવર્ણ** છે, પર એટલે 'બ્રહ્મ-મોક્ષ' સહિત હોવાથી **'સપર'** છે અને છતાં પર એટલે 'બ્રહ્મા' થી અપર માટે **પરાપર** પણ છે. (૧૭)

[" ૐ **ह्रीं अर्हं नमः** "] **(मूलमन्त्रः)**

'કલ' એટલે શબ્દ=અરિહંતની અપેક્ષાએ ૩૫ ગુણ યુક્ત વાણીવાળા માટે **'સકલ'** અને સિદ્ધની અપેક્ષાયે તેથી રહિત માટે **'નિષ્કલ'** છે, સ્વગુણોમાં આનંદવાળું માટે તુષ્ટ=**પ્રસન્ન** છે છતાં 'નિર્વૃત' એટલે સર્વથા **શાન્ત** છે, વળી કેવળજ્ઞાની હોવાથી **'ભ્રમણા રહિત'** છે, નિરંજન એટલે આઠ કર્મરૂપ **અંજન રહિત** અથવા નીરંજન એટલે **રાગ રહિત** છે, સર્વ પ્રયોજન સમાપ્ત થયેલાં હોવાથી **આકાંક્ષા રહિત** છે, નવાં કર્મોના બંધ રૂપ લેપ રહિત માટે **નિર્લેપ છે**-સર્વથા 'સંશ્રય' એટલે રાગાદિ **આલંબન રહિત** અથવા 'સંશય' એટલે સંદેહ-**શંકા રહિત** છે. (૧૮)

તીર્થંકરપણાનું ઐશ્વર્ય ભોગવનાર માટે **ઇશ્વર** છે, જ્ઞાન અથવા મોક્ષરૂપ હોવાથી **બ્રહ્મ** છે, કેવલજ્ઞાની માટે **'સંબુદ્ધ'** છે, મોહરૂપી મેલના અભાવે **શુદ્ધ** ( અથવા

अर्हदाख्यस्तु वर्णान्तः, सरेफो बिन्दुमण्डितः ।
तुर्यस्वरसमायुक्तो, बहुधा नादमालितः ॥ २० ॥
अस्मिन् बीजे स्थिताः सर्वे, ऋषभाद्या जिनेश्वराः ।
वर्णैर्निजैर्निजैर्युक्ता, ध्यातव्यास्तत्र सङ्गताः ॥ २१ ॥
नादश्चन्द्रसमाकारो, बिन्दुर्नीलसमप्रभः ।
कलाऽरुणसमा सान्तः, स्वर्णाभः सर्वतोमुखः ॥ २२ ॥

---

સ્વયં બોધ પામેલ હોવાથી બુદ્ધ) છે, સર્વ કાર્યો (અથવા ગુણો) સિદ્ધ થવાથી **સિદ્ધ** છે, 'મત' એટલે ત્રણે જગતને **માનનીય** છે, મોક્ષ માર્ગને સમજાવનાર માટે **ગુરૂ** છે, કેવળજ્ઞાનથી સૂર્યની જેમ પ્રકાશક માટે **જ્યોતીરૂપ** છે, રાગ-દ્વેષ અને અજ્ઞાન રહિત માટે **દેવાધિદેવ-મહાદેવ** છે અને લોકાલોકનું જ્ઞાન જગતને કરાવનાર માટે **લોકાલોકપ્રકાશક** છે. (૧૯)

'અર્હત્' એટલે ૨૪ તીર્થંકરોનાં નામવાળો જે 'ह्रीँ' વર્ણ બીજરૂપ છે તે વર્ણનો અન્ત્ય અક્ષર 'ह्' છે, સરેફ એટલે રકાર સહિત (ह्र) ?. બિન્દુ સહિત (માટે ह्रँ છે ચોથા સ્વર સહિત (માટે ह्री) અને પ્રાયઃ નાદ એટલે ચંદ્રકલાથી શોભતો) એટલે 'ह्रीँ' છે. (૨૦)

આ 'ह्रीँ' બીજાક્ષરમાં શ્રીઋષભ આદિ સર્વ તીર્થંકરો રહેલા છે, સ્વ-સ્વ વર્ણથી યુક્ત તે '' માં ह्री રહેલા તે તીર્થંકરોનું તે તે વર્ણોના આલંબનપૂર્વક ધ્યાન કરવું. (૨૧)

शिरःसंलीन ईकारो, विनीलो वर्णतः स्मृतः ।
वर्णानुसारसंलीनं, तीर्थकृन्मण्डलं स्तुमः ॥ २३ ॥
चन्द्रप्रभपुष्पदन्तौ, नादस्थितिसमाश्रितौ ।
बिन्दुमध्यगतौ नेमि–सुव्रतौ जिनसत्तमौ ॥ २४ ॥
पद्मप्रभ–वासुपूज्यौ, कलापदमधिष्ठितौ ।
शिरईस्थितिसंलीनौ, पार्श्व–मल्ली जिनोत्तमौ ॥ २५॥

---

હવે તે ह्रीं માં કયા વર્ણો કયાં કયાં છે તે કહે છે.

મથાળે રહેલો 'નાદ એટલે અર્દ્ધચંદ્રાકાર' ચંદ્રની કળા જેવા આકારવાળો અને ચંદ્ર સમાન 'શ્વેત' વર્ણવાળો છે, તેમાં રહેલો બિન્દુ (અનુસ્વાર) 'શ્યામ' છે, કળા એટલે ઉપરનું મથાળું(–)અરૂણસમું 'રક્ત' છે અને સકારનો અન્ત્યાક્ષર ह સર્વદિશાએ (સમ્પૂર્ણ) સુવર્ણ સરખો 'પીળો' છે. (૨૨) વળી—

ह ના મસ્તકે રહેલો 'ई' (ी) સ્વર વિનીલ એટલે 'લીલા' વર્ણનો કહેલો છે. એમાં તે તે વર્ણને અનુસારે રહેલા તે તે વર્ણવાળા ૨૪ તીર્થંકરોના મંડળ (સમુહ)ની અમે સ્તુતિ કરીએ છીએ. (૨૩)

એજ હકિકતને સ્પષ્ટ કરતાં કહે છે કે–

શ્વેતવર્ણવાળા શ્રીચન્દ્રપ્રભ અને પુષ્પદન્ત (સુવિધિ-નાથ) બે નાદમાં (ઉપરની ચંદ્રકલામાં) સ્થાન કરીને રહેલા છે. ઉત્તમ એવા શ્રી નેમિનાથ અને મુનિસુવ્રત બે શ્યામ વર્ણવાળા ઉપરના અનુસ્વારમાં રહેલા છે. (૨૪)

*ऋषभं चाजितं वन्दे, सम्भवं चाभिनन्दनम् ।
सुमतिं तथा सुपार्श्वं, वन्दे श्रीशीतलं जिनम् ॥ २६ ॥
श्रेयांसं विमलं वन्दे, चानन्तं धर्मनाथकम् ।
शान्तिं कुन्थु-मरार्हन्तं, नमिं वीरं नमाम्यहम् ॥ २७ ॥
एताँश्च षोडशजिनान्, गाङ्गेयद्युतिसन्निभान् ।
त्रिकालं नौमि सद्भक्त्या, ह—राक्षरमधिष्ठितान् ॥ २८ ॥

---

શ્રી પદ્મપ્રભ અને વાસુપૂજ્ય, એ બે રક્તવર્ણવાળા કળા એટલે મથાળામાં સ્થાન કરીને રહેલા છે, અને મથાળે રહેલા ઈ (ી) માં ઉત્તમ એવા નીલ વર્ણવાળા બે શ્રીપાર્શ્વનાથ અને મલ્લીનાથ રહેલા છે. (૨૫)

**હવે ह માં રહેલા પીતવર્ણવાળા ૧૬ નાં નામો જણાવે છે.**

શ્રીઋષભદેવને, શ્રી અજિતનાથને, શ્રીસંભવને, અને અભિનન્દનસ્વામીને હું વન્દન કરૂં છું–તથા સુમતિનાથને, સુપાર્શ્વનાથને અને શ્રી શીતળજિનને હું વાંદુ છું (૨૬)

શ્રી શ્રેયાંસનાથને, શ્રીવિમળનાથને, શ્રી અનન્તનાથને તથા શ્રી ધર્મનાથને વાંદુ છુ. વળી શ્રી શાન્તિનાથ શ્રી-કુન્થુનાથ શ્રી અરજિન શ્રી નમિનાથ તથા શ્રી મહાવીર જિનને વન્દન કરૂં છું. (૨૭)

એ ગાંગેય એટલે સોનાના જેવા પીળાવર્ણવાળા સોળ જિનેશ્વરો કે જેઓ ह् અને र् એ બે અક્ષરોમાં રહેલા છે તેઓને સુંદર ભક્તિભાવથી ત્રિકાળ નમું છું. (૨૮)

---

* આ ૨૬-૨૭-૨૮ ગાથાઓ પ્રક્ષિપ્ત સમજાય છે.

शेषास्तीर्थंकृतः सर्वे, हरस्थाने नियोजिताः ।
मायाबीजाक्षरं प्राप्ता—श्चतुर्विंशतिरर्हताम् ॥ २९ ॥
गतराग—द्वेष—मोहाः, सर्वपापविवर्जिताः ।
सर्वदाः सर्वकालेषु, ते भवन्तु जिनोत्तमाः ॥ ३० ॥
देवदेवस्य यच्चक्रं, तस्य चक्रस्य या प्र(वि)भा ।
तयाऽऽच्छादितसर्वाङ्गं, मां मा हिंसन्तु पन्नगाः ॥३१॥

---

શેષ એટલે ૨૪–૨૫ શ્લોકમાં કહેલા ચાર વર્ણવાળા આઠ સિવાયના (૨૬ થી ૨૮ શ્લોકમાં કહેલા) પીળા વર્ણવાળા સર્વ (૧૬) તીર્થંકરો 'હ ર' (ह्रीं) ના સ્થાનમાં સ્થાપન કરેલા છે, એમ અરિહંતોની ચોવીસી માયાબીજ એટલે ह्रीं અક્ષરને પ્રાપ્ત કરીને તેમાં રહેલી છે, અર્થાત્ ૨૪ તીર્થંકરોના સ્થાનરૂપ માયાબીજ છે. (૨૯)

રાગદ્વેષ અને મોહથી રહિત, માટે સર્વ પાપોથી મુક્ત તે ચોવીસ શ્રી તીર્થંકરો સર્વકાળે સર્વ સુખને આપનારા થાઓ–મને સર્વ સુખો આપો. (૩૦)

ઉપર કહ્યું તે દેવદેવ એટલે દેવાધિદેવ શ્રીતીર્થંક-રોનું ચક્ર એટલે જે મંડળ–તે મંડળની જે પ્રભા એટલે કાન્તિ અથવા મહિમા તેના વડે આચ્છાદિત છે સર્વ અંગ જેનું એવા મને પન્નગો (સર્પો) ન હણો ! અર્થાત્ આ તીર્થંકરોની છાયાથી અંગરક્ષા કરનારને સર્પો હણતા નથી.

એમ આગળના દરેક શ્લોકોમાં પ્રથમના ત્રણ પદોનો સમાન અર્થ સમજવો, ચોથા પાદમાં રહેલાં ભિન્ન ભિન્ન નામોનો અર્થ યથામતિ જણાવીએ છીએ. (૩૧)

